# પ્રેમ કુસુમ

(આવૃત્તિ બીજી)



અનુવાદક

**મોતીલાલ જેઠાલાલ મહેતા.**

"અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન"

અને "ઈશોપનિષદ્"ના કર્તા.

---

પ્રકાશક

**અમૃતલાલ લક્ષ્મીચંદ ખોખાણી.**

મારવાડી બજાર—મુંબઈ.



સદ્‌ગત શ્રીયુત ભગવાનજી લક્ષ્મીચંદ ખોખાણી.
બી. એ.

જે પ્રભુના પ્રેમમાં મસ્ત રહેતા, જે પરમાર્થ બુદ્ધિથી વ્યવહાર કરી શકતા અને જેનો સંગ મ્હારા જેવા અનેકને વિશ્રાંતિ રૂપ હતો તે-શરીરથી ગત છતાં-અમર, મ્હારા પરમ મિત્ર શ્રીયુત ભગવાનજી લક્ષ્મીચંદ ખોખાણીને આ લઘુ ગ્રન્થ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

મો. જે.

# બીજી આવૃતિની પ્રસ્તાવના.

---

આ પુસ્તકની પહેલી આવૃતિ મ્હારા પરમ મિત્ર શ્રીયુત ભગવાનજી લક્ષ્મીચંદ ખોખાણીના સ્મરણાર્થે તેમના લઘુ બંધુ તરફથી ભેટ આપવામાં આવી હતી, પરંતુ વાંચક વર્ગ તરફથી વધારે માગણી થતાં આ બીજી આવૃતિ ભેટ આપવા માટે છપાવવામાં આવેલ છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—
**અમૃતલાલ લક્ષ્મીચંદ ખોખાણી.**
મારવાડી બજાર–મુંબઈ.
અથવા
અમૃતભૂવન–ઘાટકુપર.

ઘાટકુપર
તા. ૧૧-૮-૨૮

**મોતીલાલ જે. મહેતા**

# પહેલી આવૃતિની પ્રસ્તાવના.

---

આ ગ્રંથ મૂળ જર્મન ભાષામાં મહાત્મા **જેકબ બહોમીને** લખેલ છે. તેની વસ્તુ કિમતી જણાવાથી તેને અંગ્રેજીમાં અનુવાદ થયેલ છે અને તે ઉપરથી કેટલાક જીજ્ઞાસુઓની સુચનાથી ગુજરાતીમાં આ અનુવાદ કરેલ છે.

**મહાત્મા જેકબ બહોમીનું** જીવન આ પુસ્તકને અંતે આપેલું છે. તે ઉપરથી જણાશે કે તેનું જીવન દૈવી કોટીના મહાત્માઓ સાથે ઘણા વિદ્વાનો સરખાવે છે. એક સાધુ તો લખે છે કે જેટલું **આત્મ તેજ** આ મહાત્માને મળ્યું હતું તેટલું હજી સુધી કોઇને મળ્યું નથી. આ બાબત વાંચનાર પોતે પણ પોતાની શક્તિ પ્રમાણે આ પુસ્તકમાં આપેલ ઉપદેશથી સમજી શકશે.

આ પુસ્તકમાં લૌકિક **પ્રેમ**ની વાત નથી. તેમાં અલૌકિક **પ્રેમ** સમજાવેલ છે, કે જે **પ્રેમ**થી

"કુસુમાકર" પોતાની નિત્ય લીલામાં અનેક કુસુમ નિત્ય ખીલવે છે. તેની નિષ્કામતા તે તેનો આધ્યાત્મિક ભાવ છે. તેની રસીકતા તેનો આધિદૈવિક ભાવ છે.

બહારના યુદ્ધથી દેશ જીતાય છે, અંદરના યુદ્ધથી કાળ જીતાય છે. કાળ જીતવાથી મૃત્યુ જીતાય છે. તેનો માર્ગ આ પુસ્તકમાં બતાવેલ છે.

પશ્ચિમના દેશોમાં પણ કોઈ કોઇ વખતે સારા મહાત્મા જન્મે છે, પણ ત્યાં પ્રવૃત્તિનું જોર એટલું રહે છે કે તેમનો ઉપદેશ બરાબર ફળીભૂત થતો નથી. જેમ આ દેશમાં મોક્ષ એ ચોથા પુરૂષાર્થ રૂપ મનાય છે તેમ ત્યાં મોક્ષ એ પુરૂષાર્થ રૂપ મનાતો નથી. મનુષ્યના ટુંકા જીવનમાં (અર્થ, કામ, ધર્મ અને મોક્ષ રૂપ) ચાર પુરૂષાર્થ સિદ્ધ થાય એવી સમાજ વ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અને ધર્મ વ્યવસ્થા કરવાનું કામ સહેલું નથી. બે પુરૂષાર્થવાળા લોક ચાર પુરૂષાર્થવાળા લોકને જીતી શકે, પણ બહારની જીતથી તેની વિદ્યા, કળા,

ઉત્તમ છે એમ કહી શકાય નહિ. જ્યાં સુધી પ્રજાનું હૃદય ન જીતાય ત્યાં સુધી જીત પુરી કહી શકાય નહિ. બીજા માણસનું હૃદય જીતવા માટે અલૌકિક પ્રેમની જરૂર છે, અને તે માટે ધર્મ, અને મોક્ષ પુરૂષાર્થ તરીકે સિદ્ધ થવા જોઇયે.

માણસ બુટ અને પાઘડી વચ્ચે સમાઈ જતો નથી. તેની અંદર જે જે શકિત, જ્ઞાન, પ્રેમ, વિગેરે રહેલા છે તે માત્ર અર્થ અને કામથી પૂરા ખીલતા નથી. તેથીજ આ દેશમાં ચાર પુરૂષાર્થ સિદ્ધ થાય એવી વ્યવસ્થા થઈ હતી.

કાળની ઘટનામાં આ પૃથવી ઉપર બધે ઠેકાણે એવું જીવન પાછું ક્યારે આવશે તે કોઈ કહી શકે તેમ નથી. ઘણા મહાત્માઓ આવ્યા અને ગયા છતાં તેમના શબ્દ માત્ર જે માણસો સાંભળવાને લાયક હતા તેજ સમજી શકયા છે.

ઘાટકુપર
તા. ૧૮-૫-૨૮

**મોતીલાલ જે. મહેતા**

# પ્રેમ કુસુમ.

---

**શિષ્યઃ—** હે ગુરૂ, હું ઉત્તમ જીવન કેવી રીતે પ્રાપ્ત કરી શકું કે જેથી હું ભગવાનને જોઈ શકું, અને તેનો શબ્દ સાંભળી શકું ?

**ગુરૂઃ—** પ્યારા પુત્ર ! જ્યાં કોઈ પણ પ્રકારનો સંસાર નથી એવા પ્રદેશમાં એક ક્ષણ પણ જો તું તને મૂકી શકે તો તું ભગવાનના શબ્દ સાંભળી શકે.

**શિષ્યઃ—** જ્યાં કોઈ પણ પ્રકારનો સંસાર નથી એવો પ્રદેશ નજીક છે કે દૂર છે ?

**ગુરૂઃ—** તે પ્રદેશ તારામાંજ છે. મારા પુત્ર ! જો થોડો વખત પણ તારા વિચાર અને ઈચ્છા તું બંધ કરી શકે તો ભગવાનની આશ્ચર્યકારક વાણી તું સાંભળી શકે.

શિષ્યઃ— જો હું વિચાર અને ઇચ્છા બંધ કરૂં તો હું ભગવાનના શબ્દ શી રીતે સાંભળી શકું ?

ગુરૂઃ— જ્યારે તું તારા વિચાર અને ઇચ્છાથી રહિત થઈશ એટલે કે જ્યારે તારી બુદ્ધિ અને ઇચ્છા શાંત થશે, અને તે આત્મા અને તેના શબ્દ ધારણ કરી શકશે અને જ્યારે તારો આત્મા અનિત્ય અને બાહ્ય ઈંદ્રિયોની અસરથી ઉપર જશે અને જ્યારે કલ્પના બંધ થઈ પવિત્ર નિર્વિકલ્પ સ્થિતિ ઉત્પન્ન થશે ત્યારે ભગવાનની વાણી, તેની દ્રષ્ટિ, તેનું શ્રવણ તારામાં પ્રકાશશે અને તે વખતે એમ લાગશે કે ભગવાન તારી અંદર સાંભળે છે અને જુએ છે; કારણ કે તે વખતે તારૂં શરીર તે તેનું શરીર થશે, ભગવાન તારામાં વાત કરશે અને

તારા આત્મા સાથે બોલશે અને તારો આત્મા તેનો શબ્દ સાંભળશે. તેથી જો તું તારા વિચાર અને ઇચ્છા શાંત કરી શકે, તારી કલ્પના અને તારી ઈંદ્રિયો રોકી શકે તો બહુ ભાગ્યશાળી થઇ શકે, કારણ કે તે રસ્તે તને ભગવાનનું જ્ઞાન અને સામર્થ મળવાથી **મોક્ષ** મળશે. તારૂં પોતાનું શ્રવણ અને તારી ઇચ્છાજ તને વિઘ્ન કર્તા છે. તેથીજ તું ઇશ્વરને જોઈ શકતો નથી અને તેનો અવાજ સાંભળી શકતો નથી.

**શિષ્યઃ**— પણ ભગવાન સંસાર અને જગતથી ઉપર છે તેથી હું તેને કેવી રીતે સાંભળી શકું? અને તેને કેવી રીતે જોઇ શકું?

**ગુરૂઃ**— પુત્ર! જ્યારે તું શાંત થઇશ અને મૌન રાખીશ ત્યારે સંસાર અને જગતની

ઉત્પત્તિ પહેલાં જેવા ભગવાન હતા એવો થઈશ. જેમાંથી આ સંસાર અને જગત નિકળ્યાં છે તે સ્વરૂપનો તને અનુભવ થશે. તારી પોતાની દ્રષ્ટિ અને ઈચ્છા ઉત્પન્ન થયા પહેલાં તારામાં જેમ ભગવાન જોતા અને સાંભળતા તેમ તે વખતે તું સાંભળીશ અને જોઇશ.

**શિષ્યઃ—** ત્યારે મને કઇ વસ્તુ રોકે છે કે જેથી હું ભગવાનને જોઈ શકતો નથી અને તેનો શબ્દ સાંભળી શકતો નથી?

**ગુરૂઃ—** તારી પોતાની ઇચ્છા, તારી વાણી, અને તારી દ્રષ્ટિ સિવાય બીજું કોઈ તને વિઘ્ન કરતું નથી. જેમાંથી તું ઉત્પન્ન થયો છે તેની ઈચ્છાની સામે તું તારી ઈચ્છા રાખે છે તેથી તું ભગવાનની ઈચ્છાથી જુદો થઈ જાય છે અને તેની દ્રષ્ટિથી તારી દ્રષ્ટિ જુદી થઈ જાય છે.

જેમ તારી દ્રષ્ટિમાં તારી ઇચ્છા દેખાઈ આવે છે અને તારી ઇચ્છા પ્રમાણે તારી સમજણ ઉત્પન્ન થાય છે તેમ તારી ઇચ્છા ભગવાનની ઇચ્છાથી ભેદ પાડે છે. વળી તારી ઇચ્છાથી તું ભગવાનનો શબ્દ સાંભળી શકતો નથી.

જગતના પદાર્થ ઉપર ધ્યાન રાખવાથી જેમાં તું નથી તેમાં તારૂં ધ્યાન જાય છે; તેથી તું અવિદ્યાનાં ક્ષેત્રમાં બંધાય છે. ત્યાં ફરવાથી તારી ઇચ્છા તને દબાવે છે, તારી બેડી તું પોતેજ ઉત્પન્ન કરે છે, તારૂં કેદખાનું તું ઉત્પન્ન કરી તેમાં જાતે પૂરાય છે અને તેથી તું તેમાંથી નીકળી શકતો નથી અને **પ્રેમમય જીવન** પ્રાપ્ત કરી શકતો નથી.

**શિષ્યઃ**—જ્યારે આવોજ મારો હલકો સ્વભાવ છે, આવુંજ મારી બેડીનું બંધન છે

અને આવીજ હલકી મારી ઇચ્છા છે તો હું પ્રાર્થના કરૂં છું કે મને કહો કે મારો આવો સ્વભાવ કેવી રીતે સુધરે અને હું **પ્રેમમય જીવન** કેવી રીતે પ્રાપ્ત કરી શકું ?

ગુરૂઃ— તેમાં ત્રણ વસ્તુની જરૂર છેઃ—

૧. તારી ઇચ્છા મૂકી તારે **પ્રભુને** શરણ જવું જોઇએ, અને તેની કૃપા માટે અત્યંત દીન થવું જોઇએ.

૨. તારી ઇચ્છા ઉપર તને ધિક્કાર આવવો જોઇએ, અને જે તરફ તારી ઇચ્છા તને લઈ જાય તે તરફ તારે જવું નહિ.

૩. તારે દુઃખ સહન કરતાં શિખવું જોઇએ કે જેથી સંસારના મોહમાંથી છૂટવાનું દુઃખ સહન કરી શકાય.

આવી રીતે જો તું કરી શકે તો ભગવાન તારી સાથે વાત કરશે અને તારી ઈચ્છાને તેના પોતામાં સમાવી દેશે, તે વખતે મારા પુત્ર! તું ભગવાનના શબ્દ તારામાં સાંભળીશ.

**શિષ્યઃ**— આ ઉપદેશ પાળવો બહુ કઠણ છે; કારણ કે તે પાળવાથી જગતને અને મારા જીવનને પણ છોડવું જોઈએ.

**ગુરૂઃ**— તેથી નિરાશ થવાનું નથી. જો તું આ જગત છોડીશ, તો તું એવા જગતમાં જઈશ કે જેમાંથી આ જગત બન્યું છે અને જો તું તારૂં જીવન છોડીશ તો તને **પ્રભુમય જીવન** મળશે, કે જે **જીવન**થીજ તારૂં જીવન ચાલે છે. તારૂં જીવન **પ્ર**ભુમાં છે, ત્યાંથીજ તે તારા શરીરમાં આવ્યું છે અને જેમ જેમ તારી ઈચ્છા ક્ષીણ થશે, નબળી

થશે, અને મરશે તેમ તેમ ભગવાનની શક્તિ તારી અંદર તારા મારફત કામ કરશે.

**શિષ્યઃ—** ભગવાને માણસને સંસાર ભોગવવા માટે ઉત્પન્ન કર્યો છે તેથી માણસ સંસાર ભોગવે તેમાં ખોટું લાગતું નથી.

**ગુરૂઃ—** બહારથી સંસારને ભોગવે તેમાં કંઈ મહત્તા નથી. જો તારે બધી વાતનું સુખ જોઈતું હોય, અને બધાનો સ્વામી થવું હોય, તો તારે નવો માર્ગ શોધવાની જરૂર છે.

**શિષ્યઃ—** તે માર્ગ કયાં છે કે જેથી હું આખા જગતનો સ્વામી થાઉં ?

**ગુરૂઃ—** તારે પહેલાં વસ્તુ અને વસ્તુનો પડછાયો શું છે તેનો ભેદ સમજવો જોઇએ. અંદરનું સ્વરાજ્ય નિત્ય છે અને બહારનું કલ્પિત છે તેનો ભેદ સમજવો જોઈએ, તું બહારથી સંસારના પ્રાણીઓ ઉપર

અમલ કરે છે તે અમલ કલ્પિત અને અનિત્ય છે, તેથી તને નિત્ય અને સત્ય વસ્તુ મળશે નહિ, ઉલટું તને પડછાયાનું એટલે કલ્પનાનું સુખ મળશે.

તું ડાહ્યો થઈશ તો પ્રભુકૃપાથી તને સાચું રાજ્ય મળશે. તારી ઇચ્છાથી કલ્પિત રાજ્ય મળે છે અને તે રાજ્યમાં તારૂં જીવન બંધાય છે, પણ જો તું તે સ્વભાવ છોડી દે, કલ્પિત જીવન મૂકી દે તો તું જ્ઞાનમય અને પ્રેમમય ઉંચું જીવન પ્રાપ્ત કરી શકે, કે જે જીવનમાં પડછાયો, આકૃત્તિ, કે કલ્પના જેવું કંઈ નથી.

ત્યાં તું બધા પ્રાણીનો રાજા થઈશ, કારણ કે તે જીવનમાંથીજ બધાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે. ત્યાર પછી પૃથ્વી ઉપર કોઈ તને નુકસાન કરી શકશે નહિ, કારણ કે તું પોતેજ બધી વસ્તુઓના

જેવો થઇ ગયો હોઈશ, અને બધી વસ્તુઓ તારા જેવી થઈ ગઈ હશે.

**શિષ્યઃ—** હું બધી વસ્તુઓના જેવો થઈ જાઉં તેને માટે ટુંકામાં ટુંકો રસ્તો બતાવો.

**ગુરૂઃ—** ઘણીજ ખુશીથી. ભગવાન જે કહે છે તે યાદ કર. તે કહે છે "જ્યાં સુધી તમે નાનાં બચ્ચાં જેવા નહિ થઇ જાઓ ત્યાં સુધી તમને **સ્વર્ગનું** રાજ્ય મળશે નહિ."

આ કરતાં ટુંકો રસ્તો બીજો નથી. અગર બીજો કોઇ પણ સારો રસ્તો નથી. એટલું કરીશ તો કોઇ તને નુકસાન કરી શકશે નહિ, કારણ કે તું બધાં પ્રાણીનો મિત્ર થઈ જઈશ.

તારો આધાર બધાં પ્રાણીમાં રહેલા પરમાત્મા ઉપર રહેશે, અને તારી ઈચ્છા તેની ઈચ્છા સાથે એક થઈ જશે; વળી

વધારે કહું છું તે સાંભળ. અઘરૂં લાગે તો મુંઝાઈશ નહિ.

જો તારે બધાં સાથે એક રૂપ થવું હોય તો તારે બધાંને છોડવાં જોઇશે. કોઈમાં આસક્તિ રાખવી જોઇએ નહિ. કોઈ વસ્તુ મળે તો ઠીક એમ ઇચ્છવું નહિ. કોઈ પણ વસ્તુ જો તું તારી ઈચ્છાથી ભોગવીશ, તારી પોતાની કરીશ તો તારે તેનું રક્ષણ કરવું પડશે, પણ જો તું કોઈ વસ્તુમાં આસક્તિ ન રાખ તોજ તું બધી વસ્તુઓથી છુટો રહી શકે અને ભગવાનના રાજકુંવરની માફક બધાંનો સ્વામી થઈ શકે.

કારણ તેં તારૂં પોતાનું કંઈ ગણ્યું નથી. તું કોઈનો નથી અને કોઈ તારૂં નથી.

તેથી તું બાળક જેવો થઈ જઈશ કે જેને ખબર નથી કે વસ્તુ શું છે? તે વખતે જો કે તારામાં સમજણ રહેશે પણ

વસ્તુની આસક્તિ ન હોવાથી ભગવાનના જેવી તારી સમજણ અને દ્રષ્ટિ થશે.

ભગવાન બધાંને સમજે છે, પણ તેને કોઈ સમજી શકતું નથી.

**શિષ્યઃ—** આ હા ! આવું દિવ્ય જ્ઞાન મને કેમ થાય ? કે જેથી હું બધાંને ભગવાનમાં જોઈ શકું અને ઈંદ્રિયોનાં જ્ઞાનથી છૂટી શકું, આવું સંસાર ઉપર રહેલું તેજ અને બધી વસ્તુઓ ઉપર રહેલું ડહાપણ મને કેમ મળે ? હમણાંતો મારી આસપાસ જે જે ચીજો છે તેમાંજ હું આસક્ત થઈ ગયો છું તેથીજ હું જાણવા ઇચ્છું છું કે હું તેવી દશામાં શી રીતે પહોંચી શકું કે જ્યાં કોઈ મને નુકસાન કરી શકે નહિ; તેમ મારૂં મન કેવી રીતે સુધારી શકું કે જેથી મારામાં સત્વજ્ઞાન દાખલ થાય.

ગુરૂઃ— તે હું તને સમજાવું છું. સાંભળ. આ તારાથી બનશે? ઈંદ્રિયોના રસ છોડીશ તોજ તું ભગવાનનું તેજ જોઈ શકીશ, અને તે તેજથી બધી વસ્તુઓ જોઈશકીશ.

ભગવાનના શબ્દો ધ્યાનમાં લે. કારણકે તે તેજરૂપ અને શબ્દરૂપ છે. તે કહે છે "મારા સિવાય તું કાંઈ કરી શકીશ નહિ" માટે તેને શરણે જવામાં વિલંબ ન કર. તે મોક્ષદાતા છે અને તારા જીવનને શક્તિ આપે છે તેનાથીજ તું બધું કામ કરી શકશે; તેનામાંજ શ્રદ્ધા રાખ. જ્યાં સુધી તું ભગવાનને શરણે નહિ જઈશ, અને તારી ઇચ્છા તેને શરણુ નહિ કર, અને તેના સિવાય કાંઈ ઇચ્છીશ નહિ ત્યાં સુધી તને અચળ શાંતિ મળશે નહિ.

તારી મરજી પડે તે વિચાર કર પણ તારી બુદ્ધિની ક્રિયામાં હર્ષ માન

નહિ. તને લાગશે કે જ્યાં સુધી તારી શક્તિ કામ કરશે, અને પ્રભુને શરણ નહિ થાય ત્યાંસુધી તને નિત્યની શાંતિ મળશે નહિ. આત્માની શાંતિ આગળ કોઈ પ્રાણીનું જોર ચાલતું નથી.

પ્રભુકૃપાથી તે શાંતિ જ્યારે તને મળશે ત્યારે તારૂં શરીર જગતમાં રહેલી બીજી ચીજોનાં જેવું અભિમાન વગરનું થઈ જશે. તારી બુદ્ધિ દૈવીકોટી મહાત્માઓનાં દુઃખનો વિચાર કરી શુદ્ધ થશે, અને ત્યાર પછી તારી શક્તિથી તું સ્વર્ગમાં ચાલતો હોય એવું તને લાગશે.

જે સ્વર્ગમાંથી બધાં પ્રાણી ઉત્પન્ન થયાં છે અને જ્યાં બધાં જવાનાં છે ત્યાંથી તું બધી ચીજોને મનથી અંદર જોઇશ. ત્યાંથી બધી ચીજોમાં અને બધી ચીજો ઉપર તારૂં રાજ્ય લાગશે. સ્વર્ગ અને પૃથ્વી બન્ને ઉપર તારી શક્તિ જામશે.

શિષ્યઃ— હે ગુરૂ, મારી અંદર જે વાસનાઓ રહેલી છે તે મને એવો પકડી રાખે છે કે, હું મારી ઈચ્છા પ્રમાણે શરણભાવ રાખી શકતો નથી. તો મારે શું કરવું ?

ગુરૂઃ— આ બાબતથી ગભરાવાનું નથી. જે વખતે તારી ઈચ્છા ઈંદ્રિયોથી છૂટી થઈ ગઈ હોય એમ લાગશે તેજ વખતે તારી ઈંદ્રિયો તને છોડી દેશે. તે જગતમાં છે અને તારૂં શરીર પણ જગતમાં છે, પણ આત્માથી તું ઈશ્વર સાથે ચાલે છે. અને સ્વર્ગમાં વાતો કરે છે. જ્યારે તું તારા મનથી અને શરીરથી છૂટીશ, તારી ઈંદ્રિયોથી જુદો થઇશ ત્યારેજ તું પ્રભુના જેવું જીવન જીવી શકીશ. મરણ સમયે જેમ શરીરથી આત્મા જુદો થાય છે તેમ ઈંદ્રિયોથી તારી ઇચ્છા છૂટી થાય તો ઈંદ્રિયોને પણ મરેલી સમજવી. જેમ જગતમાં શરીર રહે છે તેમ

શરીરમાં ઇંદ્રિયો રહે છે; પણ જો તારી ઇચ્છા ઈંદ્રિયોમાં દાખલ નહિ થાય. તો ઇંદ્રિયો પોતે તારી ઇચ્છામાં દાખલ નહિજ થઇ શકે; તેમજ તારી ઇંદ્રિયો તારા આત્માને સ્પર્શ કરી શકશે નહિ તેથીજ એક મહાત્માએ કહ્યું છે કે "તમારી વાતો સ્વર્ગમાં ચાલે છે, તમારૂં શરીર ભગવાનનું મંદિર છે અને ભગવાન તમારામાં રહે છે" તેથીજ ખરા ભક્તો ભગવાનનાં મંદિરો છે એટલે કે ભગવાન તેમના મનમાં રહે છે અને વાસના તેમનાં શરીરમાં રહે છે.

**શિષ્ય:—** જો ભગવાન મનમાં રહેતા હોય તો શી રીતે વર્તવું કે જેથી તે મારાથી ફરીથી દૂર થાય નહિ ?

**ગુરૂ:—** મારા પુત્ર! ભગવાનના શબ્દ યાદ કર. તે કહે છે કે "જે મારા શબ્દમાં રહે છે તેનામાં મારા શબ્દો રહે છે." જો તું

ભગવાનના શબ્દમાં રહેશે તો તેનો શબ્દ અને આત્મા તારામાં રહેશે અને જે તું ભગવાન પાસે માંગીશ તે તને આપશે. પણ જો તારી ઇચ્છા વાસનામાં જશે તો તું ભગવાનથી છૂટો થઈ જઈશ અને ત્યાર પછી ભગવાનમાં રહેવા માટે તારે બહુજ દીનતા રાખવી પડશે અને ઘણુંજ તપ કરવું પડશે. તે વખતે તને વાસના છોડવાનું ઘણુંજ દુઃખ થશે, અને દેહનું અભિમાન મૂકવાનું ગમશે નહિ. તેથી તું આવી રીતે તેના શબ્દ પ્રમાણે વર્તીશ તોજ તારી વાસના નિત્ય ઓછી થશે, અને તારી ઇચ્છા નિત્ય સ્વર્ગ તરફ ચડતી જશે અને ત્યાં પ્રભુની અને તારી ઈચ્છા એક થઈ જશે.

**શિષ્યઃ**— મારા ગુરૂ! મને સમજાવો કે મારે હમેશા તપ શી રીતે કરવું, હમેશા

વાસના શી રીતે છોડવી, હુમેશા દીનતા શી રીતે રાખવી.

ગુરૂ:— જે વસ્તુ તને ગમે તે છોડ અને જે વસ્તુ ન ગમે તેના પર પ્રેમ કર, એવી રીતે તારૂં તપ હમેશા ચાલુ રાખ.

શિષ્ય:— મારે કઈ વસ્તુ છોડવી ?

ગુરૂ:— જે વસ્તુમાં તને રસ આવતો હોય, જે વસ્તુ તને પ્રિય હોય, જેમાં તને આસક્તિ હોય તે બધી છોડ. જે દેખાય છે એવી વસ્તુઓ, જે ઈંદ્રિયોથી ભોગવાય છે એવી વસ્તુઓ, જેનાથી માણસની ઈચ્છા તૃપ્ત થાય છે અને વધે છે તે બધી છોડ અને તેને તારા દુશ્મન સમજ. આનું નામ ગમે તે છોડવું અને ન ગમે તે ચાહવું. જગતના ઠપકા સહન કર. એમ દરરોજ તપ કરી જગતથી છુટો થા.

ત્યારેજ તારી વાસનાને તું છોડી શકીશ, અને નિત્ય સુખના સ્થાનમાં જઇ શકીશ.

**ભ**ગવાન કહે છે કે "તને મારામાં આરામ મળશે પણ જગતમાં ચિંતા મળશે. મારામાં શાંતિ મળશે પણ જગતમાં દુ:ખ મળશે."

**શિષ્ય:**— આવી ચિંતા અને દુ:ખ સહિત હું જગતમાં કેમ રહી શકું અને નિત્ય શાંતિ કેમ ન ગુમાવું અને જગતના મોહમાંથી કેવી રીતે બચું, અને ઉંચુ જીવન શી રીતે પ્રાપ્ત કરી શકું ?

**ગુરૂ:**— જો તું દરરોજ એક કલાક શ્રદ્ધાથી બધી વાસનાઓ ઉપર જઈશ, સામાન્ય દ્રષ્ટિ અને સમજ પણ છોડીશ, વાતચિત બંધ કરીશ, અને કલ્પના છોડી **ભ**ગવાનની કૃપા માગીશ અને તેને શરણે જઇશ

તો તને મૃત્યુ ઉપર રાજ્ય કરવાની અને અસુરને મારવા માટેની શક્તિ મળશે, અને નર્ક અને જગતને તારી નીચે દાબી શકીશ. ત્યારે તું બધા મોહથી છૂટીશ અને બધાથી ઉત્તમ થઈ શકીશ.

**શિષ્યઃ—** આવી સ્થિતિ જેને પ્રાપ્ત થાય તે મનુષ્ય ખરેખર ધન્ય છે, પણ મારા જેવા પામર માણસને આવી સ્થિતિ શી રીતે પ્રાપ્ત થાય? અને આવી વાસના રહિત સ્થિતિ મારા મનને ન મળે તો મારૂં શું થાય? હું તો જીવતે મૂઓ એમ તે વખતે બૂમ મારૂં.

**ગુરૂઃ—** પુત્ર, તું નિરાશ શા વાસ્તે બને છે. તારૂં હૃદય મજબુત કર. તું તે ઉંચી સ્થિતિ મેળવી શકીશ. **શ્રદ્ધા રાખ** તો બધી વસ્તુ મળી શકશે. જો એક કલાક અથવા અર્ધો કલાક પણ બધી

વાસનાઓ છોડી તારી ઇચ્છા છૂટી કરી શકે અને નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત કરી શકે તો ભગવાનની કૃપાનું તેજ તારી અંદર દાખલ થશે. તેનો મધુર પ્રેમ તારી અંદર ઉત્પન્ન થશે કે જેનું વાણીથી વર્ણન થઈ શકે તેમ નથી તે સ્થિતિમાં ભગવાનના કૃપાયુક્ત અગમ્ય શબ્દો તું સાંભળીશ.

તારા આત્મામાં સુખ ઉત્પન્ન થશે અને તે સુખ જગતનાં બધાં માલ અને બધી વસ્તુઓનાં સુખ કરતાં વધારે લાગશે.

**શિષ્યઃ—** જીવનને માટે તો આ ખરેખર બહુજ લાભકારક છે પણ વાસના વગર શરીર રહી શકતું નથી તેનું શું કરવું ?

**ગુરૂઃ—** ઉપર બતાવેલ ઉપાયથી તારૂં શરીર ભગવાનના શરીર જેવું થઈ જશે. એનો ભાવાર્થ એ છે કે તારા શરીરમાં ભગવાનના ગુણ દાખલ થશે.

શરીરની વાસનાઓ છૂટતી જશે, શરીર પ્રારબ્ધને એટલે ઈશ્વરની ઈચ્છાને આધીન રહેશે તેનામાં ઉંચા ભાવો ઉત્પન્ન થશે. **ભગ**વાનના નક્કી કરેલ વખત પ્રમાણે અને ધર્મ પ્રમાણે તેનો **મોક્ષ** થશે, **ભગ**વાન અને સાધુઓના શરીર જેવું તારૂં શરીર થઇ જશે.

**શિષ્ય:—** પણ આ શરીર હાલની સ્થિતિમાં બહુજ અભિમાની છે. ખોટી કલ્પના અને વાસનાના પડછાયા વચ્ચે રહે અને વાસનાની શક્તિથી તે જમીન ઉપર ચાલે છે તેથી મને બહુ શંકા થાય છે કે રખેને તે મને નિરાશ કરે, **ભગ**વાન પાસે જવા ન દે, ભાર રૂપ થાય અને સ્વપ્નાં જેવી નજીવી ચીજોમાં સુખ માને, બહારની ચીજોમાં આસક્ત થાય, મને નીચો પાડે, તો પછી મારે જગતમાં

રહેવા છતાં સ્વર્ગમાં વાતચિત શી રીતે કરવી ? આ શરીરનું મારે શું કરવું કે જેથી હું સ્વર્ગ સાથે વાતચિત કરી શકું અને જગતની વાતોથી છૂટું.

ગુરૂઃ— તેને વાસ્તે એકજ રસ્તો છે અને તે એ કે જે શરીરને તું પશુવૃત્તિવાળું કહે છે તે શરીર ભગવાનને અર્પણ કરી દેવું આ શરીરરૂપી અશ્વનો અશ્વમેઘ કરવો અને તેમ કરવાથી તે તેના શરીર જેવું થઈ જશે. તેથી તું દેહની આસક્તિ છોડ અને તારા મનનો સ્વભાવ ફેરવ. તે સ્વભાવ ફેરવવાથી શરીર ઉપર તારી સત્તા જામશે, તને ઇશ્વરની ઇચ્છાની ખબર પડશે અને તેના અનુગ્રહથી તારૂં જીવન ચાલશે.

આ પ્રમાણે કરવાથી શરીરની પશુવૃત્તિ બહારથી અને અંદરથી ઘટતી જશે. બહારથી એટલે કે અહંકાર,

ખોટી રૂઢી, અને જગતની ફેશનથી છૂટશે. તારૂં જીવન, જગતના ભપકાનું, દંભનું, અભિમાનનું અને અહંકારનું દુશ્મન થશે. અંદરથી પશુવૃત્તિઓ મરશે, તેની સાથે લોભ અને ઈંદ્રિયોના સ્વાદ પણ મરશે, અને તારૂ મન અને ઇચ્છા નવા થશે. તે આત્માને તાબે રહેશે, અને ભગવાન તરફ દોરાશે, તેથી તારૂં શરીર ભગવાનને રહેવાનું મંદિર બની જશે, અને તું દરેક જાતના વિકાર અને વાસનાઓથી મુક્ત થશે.

**શિષ્ય:—** જગત આ કામને અને ક્રિયાને ધિક્કારશે કારણ કે આ બધું જગતના વ્યવહારથી વિરૂદ્ધ છે તેથી આવી સાધના શી રીતે થઈ શકે ?

**ગુરૂ:—** એમાં તને કંઈ નુકસાન થશે નહિ, પણ ઉલટો તને આનંદ આવશે, કારણ

કે તારૂં શરીર જગતનો વ્યવહાર છોડી ભગવાનના જેવું થશે અને ભગવાનના મધુર પ્રેમની અસર તારા ઉપર થશે.

**શિષ્યઃ—** કેટલાક માણસમાં તમે જણાવેલ આવો ઉત્તમ સ્વભાવ આવી શકે તે વિશે મને શંકા નથી તોપણ મારી દશા સુડી વચ્ચે સોપારી જેવી છે. કારણ કે મને હજુ ભગવાનના અનુગ્રહની પુરેપુરી અસર થઈ નથી. ભગવાનના અનુગ્રહ ઉપરજ આધાર રાખી શકાય તો કેવું સારૂં ? પણ મને બીક લાગે છે. મારી ધીરજ રહેતી નથી તેથી એક સવાલ પૂછું છું.

જગતનો ક્રોધ જેમ બહારથી દુઃખ આપે તેમ અંદરથી ભગવાનનો ક્રોધ ઉત્પન્ન થાય તો મારે શું કરવું ? જેમ દૈવીકોટીના કેટલાક મહાત્માઓને થાય છે તેમ.

ગુરૂઃ— ભલે તેમ થાય. જેમ જગતનું તેઓના પર દુઃખ પડયું હતું તેમ ભલે તારા ઉપર પડે, અને ભગવાને જેમ તેઓને વિરહ દુઃખ આપ્યું હતું તેમ તને પણ થાય. આવા સંજોગોમાં તેઓએ શું કર્યું હતું? તેઓ પોતાનો આત્મા જગતના પિતાના હાથમાં સોંપી દઈ આ અનિત્ય જગતનું દુઃખ છોડી નિત્ય આનંદમાં ગયા. તું પણ તેમ કર અને તેમ કરવાથી **તારૂં મરણ એ તારૂં જીવન થશે.**

શિષ્યઃ— ભલે તેમ થાય, મારૂં શરીર ભલે ભગવાનને શરણ થાય, પણ મને જાણવાની ઇચ્છા છે કે આ દુઃખી જગત છોડીને મારૂં શરીર સ્વર્ગમાં જશે ત્યારે તે શરીરનું શું થશે?

ગુરૂઃ— તું આ જગતના વિરોધી ભાવમાંથી

છૂટી ભગવાનના અનુગ્રહથી આ હાડકાં અને ચાંમડાંના શરીરમાં રહેલાં દુઃખ અને દિલગીરીથી છૂટીશ કે જે દુઃખ ઈંદ્રિયોના ભોગથી ઉત્પન્ન થયાં છે; વળી આત્માનો વિકાસ થશે. તું દેવભાવ પામીશ એટલે કે તારા દૈવત્વમાં દાખલ થઈ જઈશ. ભગવાનના પ્રેમમાં ડુબી જઈશ. ભગવાનનાં મધુર નામથી તારો સ્વભાવ જીવશે અને મોટો થશે, તેની અંદરથી એક નવી દુનિયા નીકળશે અને ત્યાં ક્રોધ મટી જઈ પ્રેમ અને આનંદ ઉત્પન્ન થશે. ત્યાં મનુષ્ય ભગવાનના પ્રેમમાં મસ્ત રહેશે. તેનું કપડું પહેરશે. જગતની બધી ચીજોનું રહસ્ય સમજશે કારણ કે ભગવાન સિવાય કોઈપણ ચીજ તેને સંતોષ આપી શકશે નહિ, કોઇ પણ વસ્તુ તેને નુકસાન કરી શકશે નહિ.

**ભ**ગવાનનો પ્રેમ બધી વસ્તુઓથી ઉત્તમ છે, વધારે શક્તિવાન છે, જ્યાં સુધી મનુષ્ય તે **પ્રે**મમાં રહેશે ત્યાં સુધી તેને વાસનાનું ઝેર ચડશે નહિ અને મરણની સત્તા નાશ પામશે. અંદરથી અને બહારથી કોઈપણ તેને નુકસાન કરી શકશે નહિ, અને શરીર નર્કમાં હોય કે પૃથ્વી ઉપર હોય તે સરખુંજ લાગશે, કારણ કે શરીર અહીં હોય અગર ત્યાં હોય તો પણ તેનું મન **ભ**ગવાનના **પ્રે**મમાં સ્થિર હોય છે. એનો અર્થ એમ કે તે **સ્વ**ર્ગમાં રહે છે.

**શિષ્યઃ—** આવી રીતે જીવન ફેરવવાથી અને જગતનો તિરસ્કાર કરવાથી મનુષ્યનું શરીર આ જગતમાં કેમ નભી શકે? અને પોતાના કુટુંબીઓનું ભરણપોષણ શી રીતે કરી શકે?

ગુરૂઃ— આવા મનુષ્યને જગત જેટલો લાભ આપે તેના કરતાં વિશેષ લાભ મળે છે.

ભગવાન તેના મિત્ર બને છે. તેના (પાર્ષદ) દૂત પણ તેના મિત્ર બને છે. ભયમાં અને જરૂરીઆત વખતે તેઓ તેનું રક્ષણ કરે છે અને તેને બચાવે છે તેથી તેણે કોઈ પણ જાતના દુઃખથી બીહુવું જોઇએ નહિ, કોઈ પ્રાણી તેને નુકસાન કરી શકતું નથી. ભગવાન તેના મદદ કર્તા છે, તેની શક્તિ પૂરતી છે, ભગવાન તેના સુખદાતા છે. કોઈ વખતે એમ લાગે કે ભગવાન સુખ દેતા નથી પણ તે તેની પરીક્ષા માટે હોય છે અને ભગવાનના પ્રેમનું આકર્ષણ વધારવા માટે હોય છે જેથી અંતે તે મનુષ્ય વધારે દ્રઢતાથી તેની પ્રાર્થના કરે અને પોતાની બધી વૃત્તિઓ તેને શરણે કરે.

**શિષ્યઃ—** પણ આમ કરવાથી તે તેના બધા સારા મિત્રો ખોઇ બેસશે. તેથી તેને જરૂરીઆત વખતે કોઈ મદદ કરશે નહિ.

**ગુરૂઃ—** પણ તેના બધા ભલા મિત્રોનાં હૃદયનો કબજો તેને મળે છે અને તેના શત્રુ સિવાય તે કંઇ ગુમાવતો નથી કે જે શત્રુ પહેલાં તેને તેના દંભ અને ભપકાને લઇને ચાહતા હતા.

**શિષ્યઃ—** તેને તેના ભલા મિત્રોનાં હૃદય શી રીતે મળી શકે ?

**ગુરૂઃ—** જે **ભ**ગવાનના ભક્ત છે તે તેના મિત્ર થાય છે અને તે તેનું કુટુંબ બને છે, કારણ કે **ભ**ગવાનનાં બધાં બાળક ભગવાનમાં એક થઈ રહે છે અને તે સર્વવ્યાપક **ભ**ગવાન બધામાં એકજ છે તેથી તેનાં શરીરમાં રહેલાં બધાં તેના મિત્ર બને છે. ઝાડનાં પાંદડાંને જેમ મૂળ સાથે

સંબંધ છે અને મૂળનો રસ પીએ છે તેમ બધા ભક્તો ભગવાનનો પ્રેમ ચાહે છે અને તેમાંથીજ પોતાનું જીવન લે છે તેથી મિત્રોની અને સગાંની ખોટ પડતી નથી. તેઓ બધા ભગવાનના પ્રેમરૂપી મૂળમાં તેની સાથે જોડાએલાં હોય છે. તેઓ બધાં એક જાતીનાં અને એક લોહીથી ઉત્પન્ન થએલાં છે. એકજ પ્રાણ અને પ્રેમના વૃક્ષમાંથી બધાને ચેતન અને રસ મળે છે. આ મિત્રોજ મિત્ર તરીકે રાખવા લાયક છે. જો કે તે ઓળખીતા ન હોય તો પણ શરીર છૂટયા પછી પણ નિત્ય તેના મિત્ર થઈ રહે છે. તેથી તેને બહારના કોઈ મિત્રોની જરૂર પણ રહેતી નથી.

જેમ મહાત્મા જન્મે છે ત્યારે તેઓને કોઈ મિત્રોની જરૂર પડતી નથી અને ધર્મગુરૂઓ તેમને ચાહતા નથી

કારણ કે તેઓ તેનું અનુકરણ કરતા નથી, તેમજ તેની સાથે કંઈ સંબંધ રાખતા નથી. કારણ તે આ જગતથી વિમુખ હોય છે. તો પણ જેઓ તેના પ્રેમને લાયક હોય છે તે તેઓને ચાહે છે અને તેની આજ્ઞા માને છે.

એવીજ રીતે જેઓ સત્યને અને ધર્મને ચાહે છે તેઓ એવાજ પ્રમાણિક મનુષ્યને ચાહે છે અને તે દૂર રહેતા હોય તો પણ હૃદયથી તે નજીક હોય તેમ લાગે છે. શરીરથી જુદા જણાતાં છતાં મનથી તો તેની સાથે એક થઇ રહે છે.

સત્ય તરફ પ્રેમને લઇને એનાં જીવનમાં અને તેના શબ્દમાં સત્ય સ્ફૂરે છે કે જેથી એવા સ્વભાવનાં બધાં માણસ પ્રગટ રીતે અથવા ગુપ્ત

રીતે તેના મિત્ર બને છે, તેનાં હૃદયમાં મળે છે. ઉલટું તેની સોબતથી તેને સુખ થાય છે. તેની સોબત બીજાઓ શોધતા આવે છે, તેની સાથે વાતચીત કરવા, તેની સલાહ લેવા છુપી રીતે તેની પાસે આવતા જાય છે. જગતથી બીતા બીતા પણ સત્યની ખાતર તેઓ તેને વશ થાય છે.

આવી રીતે તારા જાણવામાં ન હોય એવા અને જાણવામાં હોય એવા ઘણા મિત્રો તને મળશે અને તેનો સંબંધ જગત સમજી શકશે નહિ.

**શિષ્ય:—** પણ જગત ધિક્કારે તેથી દુઃખ તો થાય અને મનુષ્યો તુચ્છકારે તે સહન કરવું પડે.

**ગુરૂ:—** જે હમણાં તને મુશ્કેલ લાગે છે તે પાછળથી તને સુખરૂપ લાગશે.

**શિષ્ય**:— જેઓ મને ધિક્કારે તેના ઉપર મને પ્રેમ કેમ થાય ?

**ગુરુ**:— હમણાં તને જગતનું ડહાપણ ગમે છે, પણ જ્યારે તને ભગવાનનું ડહાપણ મળશે ત્યારે તને લાગશે કે જગતનું ડહાપણ એ મૂર્ખતા છે. જગત જેને ધિક્કારે છે તે "તને" નહિ પણ ખોટાં જીવનને અને જ્યારે તું પોતે જગતમાંથી તારૂં મન છોડી જગતની વાસનાઓને ધિક્કારીશ ત્યારે તું પણ જે લોકો તને ધિક્કારતા હશે તેને ચાહીશ તેથી તું મોહને જીતી શકીશ અને ઈંદ્રિયોને જીતી સંયમ પાળી શકીશ.

આ સાધનામાં તું તને પોતાને ધિક્કારીશ અને પોતાને ચાહીશ. હું કહું છું તું તારા ઉપર પ્રેમ રાખ. જેટલો છે તે કરતાં પણ વધારે પ્રેમ રાખ.

**શિષ્યઃ—** પણ એકજ મનુષ્ય પોતાને ચાહે અને તેજ પોતાને ધિક્કારે એ બાબત એકી સાથે શી રીતે બની શકે ?

**ગુરૂઃ—** તારા ઉપર **પ્રે**મ કરવામાં તું તારા ઉપર **પ્રે**મ કરતો નથી પણ **ભ**ગવાનના **પ્રે**મથી જે તને મળ્યું હોય તેના ઉપર તારે **પ્રે**મ કરવાનો છે. **ભ**ગવાને આપેલી સારી ભાવનાઓ, તેનું ડહાપણ, તેની ભલાઈ, તેનું સૌંદર્ય વગેરે ઉપર અને **ભ**ગવાનની વિભુતી ઉપર તારો **પ્રે**મ જામશે અને તેવા સ્વભાવથી તારા મિત્રો ઉપર પણ તારો **પ્રે**મ રહેશે. તું તને ધિક્કારીશ એનો અર્થ એમ છે કે જે ખરાબ વાસનાઓ તારામાં રહેલી હોય તેના ઉપર તને ધિકકાર થશે. જે તારામાં ખોટો ભાવ હોય, અહંતા, ભય હોય, ભૂલ ભરેલો સ્વભાવ હોય તે સર્વ

તારે દૂર કરવાં જોઇએ, કે જેથી તારૂં જીવન પ્રભુમય બને.

પ્રેમમાં સ્વાર્થ રહી શકતો નથી. તે વિરૂદ્ધ સ્વભાવનો છે. પ્રેમ અભિમાનનો શત્રુ છે. 'હું કરૂં છું' તેવા ભાવનો શત્રુ છે. બધી મર્યાદા અને બંધનનો શત્રુ છે, તેથી આ વિરૂદ્ધ સ્વભાવ એક મનુષ્યમાં રહી શકેજ નહિ. એક બીજાને દૂર કરે છે. પ્રેમને સ્વર્ગમાં રહેવું ગમે છે અને અહંકારને જગત અને જગતની ચીજોમાં રહેવું ગમે છે. અહંતા મમત્વ, તેજ નર્ક છે. તેથી પ્રેમથીજ જીવન ગાળવું જોઇએ. ઉત્તમ જીવન કરવાનો બીજો રસ્તોજ નથી

**શિષ્યઃ**— પૂજ્ય ગુરૂ! આવું પ્રેમમય જીવન કેમ ગાળવું તે આપ પાસેથી સાંભળી મને ઘણોજ સંતોષ થયો છે. કારણ કે તેથી ઉત્તમ જીવન પ્રાપ્ત થાય છે. પણ મને

કહો કે પ્રેમ અને દ્વેષ, મિત્ર અને શત્રુ, સાથે શા માટે રહે છે ? એકલો પ્રેમજ પ્રભુએ ઉત્પન્ન કર્યો હોત, તો પ્રભુને ન ચાલત ? શા માટે સુખ અને દુઃખ ભેગાં રાખ્યાં છે ?

ગુરૂઃ— જો દુઃખની વચ્ચે પ્રેમ નહોત તો પ્રેમ કરવાની કોઈ ચીજ નહોત. પણ પ્રેમની વસ્તુ જે આત્મા છે તેને દુઃખ થાય ત્યારે આત્મા ઉપર પ્રેમ કરી તેને દુઃખથી છોડાવવો પડે છે કે જેથી પ્રેમ ફરીથી જામે. વળી દ્વેષ ન હોય તો પ્રેમ શું છે, તે પણ મનુષ્યને ખબર ન પડે. જેમ શત્રુ વગર મિત્રની કિંમત થતી નથી તેમ પ્રેમની શકિત વાપરવાની જગ્યા ન હોય તો પ્રેમની શકિતની ખબર ન પડે.

શિષ્યઃ— પ્રેમનો ગુણ, તેની શકિત, તેનો મહિમા વગેરે મને કહો.

ગુરૂઃ— પ્રેમનો ગુણ કાંઈ નથી અથવા સર્વ ગુણો તેના છે. એટલે કે જે કાંઈ દેખાતું નથી અને જેમાંથી આ બધી વસ્તુઓ ઉત્પન્ન થઈ છે તે પ્રેમ છે. તેની શકિત બધી વસ્તુઓમાં છે. તેનો મહિમા ભગવાન જેટલો છે, તેનો ગુણ બધા ગુણનો પણ ગુણ છે.

તેની શકિત સ્વર્ગ અને પૃથ્વીને ધારણ કરે છે. તેનો મહિમા ભગવાનની રચના કરતાં મોટો છે. કારણ કે તે નિત્ય રહે એવી મોટી રચના નિત્ય કરી શકે છે. આથી વધારે શું કહું? ઉત્તમમાં ઉત્તમ વસ્તુ કરતાં પણ પ્રેમ મોટો છે. મોટામાં મોટી વસ્તુ કરતાં પણ પ્રેમ મોટો છે. અમુક દ્રષ્ટિએ તો ભગવાન કરતાં પણ પ્રેમ મોટો છે.

તત્ત્વ દ્રષ્ટિએ તો પ્રેમ ભગવાન છે; અને ભગવાન પ્રેમ છે. પ્રેમ સૌથી

ઉત્તમ હોવાથી તે બધા ગુણોનો ગુણ છે, કે જેનાથી બધું ઉત્પન્ન થયું છે. પ્રેમ રાજાનો પણ રાજા છે, તેથી બધી શકિતઓની શકિત છે. તેમાંથી બધી શકિત નીકળી છુટું છુટું કામ કરે છે. પ્રેમજ પ્રભુનું ઐશ્વર્ય છે કે જેમાંથી આ બધું આશ્ચર્યકારક જગત તેના ચુંટેલા દાસોએ બનાવ્યું છે. જેને પ્રેમ મળે છે તેને કાંઈ મળતું નથી અથવા તો બધુંજ મળે છે.

શિષ્યઃ— પૂજ્ય ગુરૂ! આ મને કેવી રીતે સમજાય?

ગુરૂઃ— પ્રેમનો ગુણ કાંઈ નથી અને તેમાંથી આ બધું જગત ઉત્પન્ન થયું છે, એનો અર્થ એમ સમજવાનો છે કે જ્યારે તું વાસનાથી મુકત થઇશ અને આ બધાં દ્રષ્ય જગતથી છૂટીશ અને જગતની દ્રષ્ટિએ શૂન્ય જેવો થઈ

જઇશ ત્યારેજ તું નિત્ય એક સ્વરૂપને પ્રાપ્ત થઈશ. તે સ્વરૂપ ભગવાન છે. તે વખતે તારી અંદર પ્રેમનો ઉંચો ગુણ પ્રગટ થશે.

મેં જે કહ્યું કે તેની શક્તિ બધી ચીજોની અંદર છે; તેનો અર્થ એ છે કે જે તું તારા આત્મા અને શરીરમાં અનુભવ કરે છે. જ્યારે તારી અંદર પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારે તે જણાય છે. તેની શક્તિ અગ્નિ કરતાં પણ વધારે છે, કે જેથી આગળના વખતના મહાત્માઓ અને અનુયાયીઓએ પ્રભુની સાથે સદેહે વાત કરી હતી.

ત્યારે પ્રભુનું ઐશ્વર્ય તેઓની અંદર ઉતર્યું હતું. પ્રભુના દરેક કાર્યની અંદર પ્રેમ રહેલો છે એ તું પણ જોઈ શકીશ અને અંદરથી દરેક વસ્તુના ગુણ અને શકિત તેમાં રહેલાં જોઇ શકીશ

અને બહારથી તેની આકૃતિ પ્રેમમાં રહેલાં જોઈ શકીશ.

મેં જે કહ્યું છે કે પ્રેમનો મહિમા પ્રભુના મહિમા જેવો મોટો છે તેનો અર્થ એ કે પ્રભુની સાથે એક થવાથી તે તને પ્રભુ જેવો કરી મૂકે છે. પ્રેમથી મનુષ્ય તેનો મહિમા પ્રાપ્ત કરે છે અને તેથી તેની શકિત પણ પ્રાપ્ત કરે છે. પ્રેમમાં રહેલા હૃદયનો મહિમા કહી શકાતો નથી. કારણ કે તે જીવાત્માને ઈશ્વરની સૃષ્ટી જેવડો મોટો કરી મૂકે છે.

જ્યારે પ્રેમની ગાદી તારા હૃદયમાં મૂકાશે ત્યારે શબ્દથી ન કહી શકાય એવો પ્રેમનો મહિમા તારા અનુભવમાં આવશે. વળી મેં જે આગળ કહ્યું છે કે પ્રેમનો ગુણ બધા ગુણનો પણ ગુણ છે.

તેનો અર્થ એ છે કે જે બધી ચીજો જડ અને ચેતન ઉત્પન્ન થઇ છે તેનું મૂળ પ્રેમ છે. પ્રેમથીજ ઉત્પન્ન થએલી બધી ચીજો પ્રેમથીજ ચાલે છે. ઇશ્વરના કાયદાને અનુસરે છે અને વસ્તુનાં સ્વભાવ પ્રગટ કરે છે. પ્રેમના આ સ્વભાવથી બધા પ્રાણીના જીવને જીવન મળે છે અને બધી ક્રિયાને શકિત મળે છે.

પ્રેમ બધા જગતમાં વ્યાપી શકે છે અને તેમાં રહેલા બધા જીવને પહોંચી શકે છે. કારણ કે બધા જીવો પ્રભુના પ્રેમમાંથીજ ઉત્પન્ન થયા છે. પ્રેમજ પહેલો કર્તા છે. સ્વર્ગમાં, પૃથ્વીમાં અને પૃથ્વી નીચેનાં પાણીમાં પણ તેજ રહેલો છે.

વળી મેં કહ્યું છે કે પ્રેમની શકિત સ્વર્ગને પણ ધારણ કરે છે

તેનો અર્થ એ છે કે દૃષ્ય અને અદૃષ્ય સર્વે પ્રેમમાંથીજ ઉત્પન્ન થયાં છે અને તેનાથીજ તેનું રક્ષણ થાય છે. તેમાંથી પ્રેમ જરાપણ ઓછો થાય તો સ્વર્ગનું તેજ, તેનો મહિમા, તેનું સૌંદર્ય, તેની આકૃતિઓ વગેરે ઢંકાઈ જાય અને અંધકાર અને અવ્યવસ્થા ઉત્પન્ન થાય.

મેં જે આગળ કહ્યું છે કે, પ્રેમ પૃથ્વીને પણ ધારણ કરે છે તે તો તને સ્પષ્ટ દેખાય એમ છે. તારા દરરોજનાં અને દરેક કલાકના અનુભવમાં તે આવે છે. પ્રેમ નજ હોય તો આખી પૃથ્વી અને આ તારા શરીરની આકૃતિ મળેજ નહિ અને તે શૂન્યરૂપ થઇ જાય. પ્રેમની શકિતથીજ પૃથ્વી ચાલી રહી છે અને તેના ઉપર દુનિયાના પાપની અસર થતી નથી. આ પ્રેમ

જરાવાર બંધ પડે તો વનસ્પતિ અને પશુ પક્ષી વગેરે ઉત્પન્ન થાય નહિ. પ્રેમ ન હોય તો જગતનો આધાર કે જે પ્રેમનાં આકર્ષણમાં સમાએલો છે તે ભાંગી પડે અને જગતની વ્યવસ્થા રહે નહિ અને જગત ધૂળની રજ માફક થઈ ઉડી જાય.

મેં જે કહ્યું છે કે પ્રેમની મોટાઈ સ્વર્ગની મોટાઈ કરતાં પણ મોટી છે તે વાત પણ તને તારા હૃદયથી સમજાશે અને જ્યારે દૈવી શકિતથી તું આત્મ-લાભ મેળવીશ ત્યારે પણ પ્રેમની શકિત બધી શકિતઓ કરતાં તને મોટી લાગશે. જેમ ભગવાનની ગાદી ઉંચામાં ઉંચા સ્વર્ગથી પણ મોટી છે તેવીજ રીતે પ્રેમ કે જે સર્વમાં વ્યાપક છે તે પણ તેટલોજ મોટો છે.

જ્યાં ભગવાન વ્યક્ત નથી ત્યાં પણ પ્રેમ દાખલ થઈ શકે છે અને ત્યાં દાખલ થઈ ભગવાનને વ્યક્ત કરે છે. આવી રીતે અજ્ઞાન દૂર થાય છે અને નવી દુનિયાના નવા ચમત્કાર આવિર્ભુત થાય છે.

આવી રીતે પ્રેમનો ગુણ, તેની શક્તિ, તેનો મહિમા અને તેની મોટાઇની તને સમજણ પડશે. તે અદ્રષ્ય છતાં બધાં ગુણોનો ગુણ છે, તે બધી વસ્તુઓનો કર્તા છે, બધી શક્તિઓની શક્તિ છે. કોઈ પણ શક્તિ પ્રેમની શકિતને આડે આવી શકતી નથી.

પ્રેમનું બળ ઈશ્વરની બધી સૃષ્ટિમાં વ્યાપ્ત છે. મનુષ્યની બુદ્ધિ જ્યાં ન પહોંચી શકે તેથી પણ ઉંચા ક્ષેત્રમાં પ્રેમની શકિત વ્યાપ્ત છે. સ્વર્ગની મોટી શકિતઓ તેની દ્રષ્ટિમાં

હલકી પડે છે. પ્રેમમાં બધા ગુણોમાં આ ગુણ મોટો છે, કે જ્યાં ભગવાન નથી ત્યાં પણ પ્રેમ દાખલ થઈ શકે છે એટલે કે મહાદેવ અંધારામાં રહેતા નથી; પણ અજવાળામાં રહે છે; છતાં પ્રેમ અંધારામાં પણ રહે છે. પ્રેમ મરણને મારી શકે છે અને અંધારાને પણ જીતી શકે છે. તેવીજ રીતે જો કે ભગવાન દુઃખમાં દેખાતા નથી તો પણ તેનો પ્રેમ ત્યાં હોય છે. તેથી તે દુઃખમાંથી છોડાવી આનંદ આપે છે. ભગવાન જ્યારે તારામાં તિરોહિત થાય છે ત્યારે પણ પ્રેમ ત્યાં હોય છે અને તેને પ્રગટ કરે છે. આવો પ્રેમનો મહિમા છે, કે જે પ્રકૃતિની ઉપર રહેલા ભગવાનના જેવડો મોટો છે અને પ્રકૃતિની અંદર રહેલા ભગવાન કરતાં પણ મ્હોટો છે.

છેવટે મેં કહ્યું છે કે જે પ્રેમને મેળવે છે તેને કાંઈ મળતું નથી અથવા તો બધુંજ મળે છે, તેનો અર્થ એ કે જેને પ્રેમ મળે છે તે પ્રકૃતિની ઉપરની ગુફામાં જાય છે કે જ્યાં ઉભા રહેવાની અને બેસવાની જગા નથી, એનો અર્થ એજ કે ત્યાં પણ પ્રેમના જેવી કોઈ ચીજ નથી. પ્રેમ બધી ઉંડી ચીજોથી પણ વધારે ઉંડો છે અને બધી ચીજોની દ્રષ્ટિએ શૂન્ય જેવો છે. કારણ કે તે કોઈ રીતે સમજાતો નથી. તેથીજ તે બધી વસ્તુઓથી છુટો છે તેજ શ્રેજ છે કારણ કે કોઈ માણુસ તેનું વર્ણન કરી શકતો નથી, તેમ કોઇ ચીજની સાથે તેની તૂલના પણ થઈ શકતી નથી.

વળી કહું છું કે જેને પ્રેમ મળે છે તેને બધી વસ્તુઓ મળે છે,

એટલે કે પ્રેમમાંથીજ બધી વસ્તુઓ ઉત્પન્ન થઇ છે, તેનાથીજ તેનું રક્ષણ થાય છે અને તેનામાંજ તેનો લય થાય છે. તે બધી ચીજોનો પોતામાં સમાવેશ કરી શકે છે તેથી જેને પ્રેમ મળે તેને બધી વસ્તુઓ મળે છે અને ભગવાનની સૃષ્ટિનો રાજા થઈ શકે છે.

અહીંઆં શિષ્યને બહુજ આનંદ થયો અને તેને આ જ્ઞાન માટે ગુરૂનો ઉપકાર માન્યો. પણ આવા ઉંચા જ્ઞાન સંબંધી વધારે સાંભળવાની ઇચ્છા થવાથી ગુરૂને કહ્યું કે મને આવતી કાલે આવવાની રજા આપો કે જેથી આ અમૂલ્ય વસ્તુ જે આપે આજે બતાવી તે કયાં મળે? કેવી રીતે મળે? અને મનુષ્યના સ્વભાવમાં કયાં રહે છે અને તે કેવી રીતે શોધવી તે પૂછી શકાય.

ગુરૂ:— એ વાતચીત માટે આપણે બીજીવાર મળશું ત્યારે વાત કરશું. તે વખતે ભગવાન પોતાની શક્તિથી તે આપણને બતાવશે અને મેં જે પહેલાં તને કહ્યું છે તે તને યાદ હશે તો તું ભગવાનનું ગૂઢ જ્ઞાન સમજી શકીશ કે જે જ્ઞાન જગતના ઘણા ડાહ્યા મનુષ્યો પણ સમજી શકતા નથી. તને સમજવાની શક્તિ પણ તેજ આપશે. તેથી તારા આત્મામાં શાંત થા, અને ભગવાનની સ્તુતિ કર કે આપણે આવતી કાલે મળીએ ત્યારે તે અમૂલ્ય મોતી તને મળે કે જેની જગતને કિંમત નથી પણ ભગવાનના બાળકોની પરમપ્રિય વસ્તુ છે.

## બીજો દિવસ-સંવાદ બીજો.

અહીંઆં સ્વર્ગ અને નર્ક એ કેવાં છે ? આત્માનો તેની સાથે સંબંધ શો છે ? જીવ અને ઈશ્વર વચ્ચેની દીવાલ કેવી જાતની છે ? તે કેમ ભાંગી શકે, તેજનું મધ્યબિંદુ શું છે ? ભગવાનનું તેજ શું છે ? જગતનું તેજ શું છે ? અને તેઓ પોતપોતાનાં ક્ષેત્રમાં કેમ ચાલે છે અને એક બીજાની આડા કેમ ન આવે તે સમજાવશો. વળી બે પ્રકારની ઇચ્છા અને તેની ગતિ કેમ નિયમમાં રહે, તેની અંદર નવી દ્રષ્ટિ, આત્માની જમણી આંખ કઇ છે તે જમણી કેવી રીતે મળે, ચિત્ શુદ્ધ કેવી રીતે થાય, દોષ કેવી રીતે દૂર થાય, મનુષ્યની ઇચ્છા કેવી રીતે નિર્મૂળ થાય, શ્રદ્ધા કેવી રીતે ઉત્પન્ન થાય અને તેનાથી ભગવાનનું આકર્ષણ કેવી રીતે થાય. બધું ભગવાનની ઇચ્છાથીજ કેવી રીતે ચાલે છે અને તે ઇચ્છાનું મૂળ કયાં છે અને તે મૂળ કેવી રીતે શોધી

શકાય, ઉંચી ગુણાતિત સ્થિતિ પ્રાપ્ત કરવાનો સહેલો અને નજીકનો માર્ગ કયો છે વગેરે કહેવામાં આવશે.

શિષ્યને ગુણાતિત જીવન જાણવાની ઇચ્છા થઈ અને ભગવાનની બધી સૃષ્ટિનો રાજા પોતે કેમ થઈ શકે તે જાણવાની ઇચ્છા થઈ.

આખી રાત ભગવાનની સ્તુતિ કર્યા બાદ સવારે ગુરૂ પાસે આવ્યો, તેમને નમસ્કાર કર્યા અને કહ્યું:—

શિષ્ય:— હે ગુરૂ! ગઈ કાલે જે મોટી અને ઘણીજ આશ્ચર્યકારક વાતો તમે મને કહી તે ઉપરથી ભગવાનનો શબ્દ મારી અંદર સાંભળવા માટે અને ગુણાતિત જીવન જોવા માટે મેં મારા આત્માને ભગવાનની હાજરીમાં લઈ જવા અને નિર્વિકલ્પ ધ્યાન કરવા પ્રયત્ન કર્યો છતાં પણ જેમ જોવું જોઇએ તેમ જોઈ

શકતો નથી, અને સાંભળવું જોઇએ તેમ સાંભળી શકતો નથી. હજુ પણ મારી આગળ એક દીવાલ ખડી હોય એમ લાગે છે, કે જે ભગવાનનો શબ્દ અટકાવે છે અને ભગવાનનું તેજ કે જેનાથી બધી ચીજો જોઈ શકાય છે તેને અટકાવે છે, જ્યાં સુધી આ દીવાલ દૂર નહિ થાય ત્યાં સુધી આપે કહેલી સિદ્ધિઓ મને મળે એવી આશા નથી, તેથી મારે શું કરવું કે જેથી આ દીવાલ તૂટે.

ગુરૂ:— આ દીવાલ તારી ઇચ્છાનીજ બનેલી છે, અને તે ભગવાનની આજ્ઞા અનુસાર ચાલવાથી તૂટે છે અને ભગવાનની કૃપાથી તે તૂટી જાય છે તેથી તેની ઇચ્છા અનુસારજ ચાલવું જોઇએ.

શિષ્ય:— પણ આ મારી ઇચ્છા કે જે ભગવાનની ઇચ્છાની વિરોધી છે તે કેવી રીતે

દૂર થાય? આવા મુશ્કેલ માર્ગમાં ભગવાનની ઇચ્છા પ્રમાણે કેમ ચલાય, અને ભગવાનનું શરણ લેવામાં ભૂલ કેમ ન થાય તેવો ઉપાય જણાવો.

ગુરૂ:— તે તારે કરવાનું નથી. તારી અંદર ભગવાનનું તેજ અને તેની કૃપા આવશે, અને તે કૃપાને આડો નહિં આવીશ તો તારી ઇચ્છાને તે મારશે. તે ભગવાનને શરણે રહે એવું કરશે અને તેથી ભગવાનની અને તારી વચ્ચેની દીવાલ પડી ભાંગશે.

શિષ્ય:— હે ગુરૂ! હું જાણું છું કે, તે મારી ઈચ્છાથી થઈ શકે તેમ નથી, પણ ભગવાનનું તેજ અને તેની કૃપા મારામાં મારે કેવી રીતે લેવી કે જેથી તે મારે માટે કામ કરે; મારે શું કરવું કે જેથી આ દીવાલ ભાંગનાર મારામાં

દાખલ થાય, અને તે દાખલ થવા માટે મારે કંઈ સાધના કરવી.

ગુરુઃ— આ કૃપા કે જે તારી અંદર કામ કરે છે તેના કામની વચ્ચે તારે આવવું નહિ, પણ ભગવાનનું તેજ કે જેનાથી તારો અંધકાર દૂર થાય તેમ છે તે તેજને તારે શરણે રહેવું.

શિષ્યઃ— પણ ભગવાનનું તેજ અને જગતનું તેજ બન્ને મને મળી શકે કે નહિ? અને મારા જીવનમાં બન્ને વાપરી શકાય કે નહિ?

ગુરુઃ— ભગવાનનું તેજ અને જગતનું તેજ બન્ને પોતપોતાના ક્ષેત્રમાં કામ કરે છે. કાળની દ્રષ્ટિ અને કાળાતીત દ્રષ્ટિ બન્ને પોતપોતાનાં ક્ષેત્રમાં કામ કરતાં જો તને અનુભવમાં આવે તો તારૂં ભાગ્ય સમજવું.

શિષ્યઃ— પ્રિય ગુરૂ, આ સાંભળી મને ઘણોજ સંતોષ થયો છે, પણ આ બન્ને તેજ એક બીજાની વચ્ચે કેમ ન આવે? દરેક તેજની મર્યાદા શી છે? તેનાં કાર્ય ક્ષેત્ર શાં છે? અને મારા અંદરનાં અને બહારનાં જીવનમાં તે કેમ કામ કરે.

ગુરૂઃ— તેને માટે ભગવાનનું તેજ તારી અંદર બરાબર ઉતરે ત્યાં સુધી ધીરજ રાખવી. તે તારૂં અજ્ઞાન દૂર કરશે, જગતનાં તેજને તાબે કરશે અને તેથી બન્નેનાં ક્ષેત્ર જુદાં રહી શકશે.

શિષ્યઃ— જ્યાં સુધી ભગવાનનાં તેજથી મારો સ્વભાવ પવિત્ર નહિ થાય ત્યાં સુધી મને લાગે છે કે કાંઈક વિક્ષેપ ચાલ્યા કરશે અને ત્યાં સુધી કાળનો સ્વભાવ અને કાળાતીત સ્વભાવ બન્નેનો નિયમ હું જાળવી શકીશ નહિ, તેથી મને હંમેશાં દુઃખ થશે.

ગુરૂઃ— તે ખરૂં છે. જો તારી પાસે જગતનું તેજ હશે અને તારી બુદ્ધિ અશુદ્ધ હશે તો ખરેખર તને દુઃખ થશે. તેનું કારણ એ છે કે કાળની દ્રષ્ટિ કાળમાંજ ચાલે છે, તેથી તારા આત્માની ગુફામાં તેજનો ઝરો શોધ.

ત્યાં સત્યનો સૂર્ય ઊગશે, કે જેની સત્તાથી જગતનું તેજ અને તેનો સ્વભાવ તારી અંદર સાત ઘણો વધારે પ્રકાશ કરશે, કારણ કે તેના ઉપર ગુણાતીત જીવનની અસર થશે અને તેથી ગુણમય જીવન નિયમીત અને આનંદી થશે.

શિષ્યઃ— પણ આવો મોટો સૂર્ય ઉગવાને માટે મને કેમ ધીરજ રહે. મને તેજ મળવા માટે અને મારૂં જીવન આનંદયુક્ત થવા માટે મારી અંદર તેજનો ઝરો મારે કેવી રીતે શોધવો? જગતના

જેવો મારો સ્વભાવ છે, તે સ્વભાવ મારે કેવી રીતે રાખવો કે જેથી ગુણાતીત જીવન મને મળે અને તેમાંથી સત્ય તેજ મળે, કે જેથી બધાનાં મનને પ્રકાશ મળે છે અને મારા સ્વભાવનો કેવી રીતે નાશ ન થાય અને મારી બુદ્ધિ સુકાઈ ન જાય.

ગુરૂઃ— એકજ ધ્યેય ઉપર દ્રઢતાથી તારી નજર રાખી તારી પોતાની ક્રિયા બંધ કર અને ભગવાને વચન આપેલ અનુગૃહ ઉપર દ્રઢ શ્રદ્ધા રાખ. તેનાથી તારૂં અજ્ઞાન મટી જશે અને ભગવાનનું મહાન તેજ મળશે.

આ હેતુ સિદ્ધ કરવા માટે તારા બધા વિચાર સંયમમાં રાખ અને શ્રદ્ધાથી મધ્યભાગમાં વિચારની ઉપર જા. ભગવાનનો શબ્દ કે જે નિષ્ફળ જતો નથી અને જેની ઇચ્છાથી તું અહીં

આવ્યો છે તેના ઉપર આધાર રાખ, તેનાં વચનનું શરણુ લે, તેની પાસે શાંત એકલો બેસ, તારૂં મન તેની સાથે જોડ અને આશાથી અને ધીરજથી તે કહે તે સાંભળ. આવી રીતે તારૂં તેજ મળસ્કાના સૂર્યની માફક ઊગશે, સવારના સૂર્યની રતાશ ગયા પછી સૂર્ય પોતે તારી અંદર પ્રકાશશે અને તેની સુખકારક પાંખો નીચે તારો આનંદ વધશે. એના કિરણમાં ઉંચે ચડજે, નીચે ઊતરજે, અને તેનું સુખ લેજે. આ ગુણાતીત જીવન છે.

**શિષ્ય:**— આપે જે કહ્યું તેમાં મને શ્રદ્ધા છે, પણ આમ કરવાથી મારા સ્વભાવનો નાશ નહિ થઈ જાય? આ મોટા તેજની અસરથી મારૂં સ્વભાવિક તેજ નાશ નહિ પામે? અથવા આ શરીર

અને મારૂં બહારનું જીવન નાશ નહિ પામે ?

ગુરૂઃ— બીલકુલ નહિ, એટલું ખરૂં કે, તારો ખરાબ સ્વભાવ નાશ પામશે, પણ તે નાશ થવાથી તને ખોટ જશે નહિ, પણ ઉલટો લાભ થશે. વળી જગત તો ચાલે છે તેમજ ચાલશે પણ તારી બુદ્ધિ નિયમમાં રાખવાથી અને ભગવાનનાં તેજથી પ્રકાશિત થવાથી વધારે ઉપયોગી થશે.

શિષ્યઃ— તેથી મને કૃપા કરી કહો કે, મારે આ મારો સ્વભાવ કેવી રીતે વાપરવો, અને તેને કેવી રીતે નિયમમાં રાખવો અને ભગવાનનું તેજ તેને કેવી રીતે અસર કરશે.

ગુરૂઃ— મારા પ્યારા પુત્ર! જો તું તારો સ્વભાવ નિયમમાં રાખીશ અને ભગવાનનાં તેજને શરણુ રહી તેનો

ઉપયોગ કરીશ તો તને હરકત આવશે નહિ. તારી અંદર બે પ્રકારની ઈચ્છાઓ છે, એક હલકી કે જે તને બહારની ચીજોના રસમાં ખંચે છે અને બીજી ઉત્તમ છે, કે જે તને તારી અંદરની અને ઉપરની ચીજોમાં ખેંચે છે. આ બન્ને ઇચ્છા સામસામી આવીને ઉભી રહેશે, એટલુંજ નહિ પણ હવે પછી ઉત્તમ ઈચ્છા હલકી ઈચ્છાને તાબે કરશે. અને વળી જેમ તારી અંદર બે પ્રકારની ઈચ્છા છે તેમ તારી અંદર બે પ્રકારની દ્રષ્ટિ છે. તે દ્રષ્ટિ પણ એક બીજાની વિરૂદ્ધ કામ કરે છે. જ્યાં સુધી આવી બે પ્રકારની દ્રષ્ટિ રહેશે ત્યાં સુધી તારી કઇ ઇચ્છા હલકી અને કઈ સારી છે તે નક્કી કરવું પણ મુશ્કેલ પડશે. આ સમજવું સહેલું છે. આવી બે પ્રકારની દ્રષ્ટિથી દુઃખ થાય છે.

તેનો ઉપાય કરવો જોઈએ કે જેથી મન શુધ્ધ થાય, આ બન્ને દૃષ્ટિનાં કિરણ એક કરવાં જોઈએ. બે દિશામાં મનની શકિત વહી જાય અને ઐકયતા પામે નહિ તેના કરતાં વધારે ભયંકર કોઈ ચીજ નથી.

તારી અંદર બે પ્રકારની ઈચ્છા છે અને બે પ્રકારની દૃષ્ટિ છે. જમણી દ્રષ્ટિથી ઉત્તમ ઈચ્છા ઉત્પન્ન થાય છે અને ડાબી દ્રષ્ટિથી હલકી ઈચ્છા ઉત્પન્ન થાય છે.

**શિષ્યઃ—** આપ કહો છો તે સત્ય છે, મારી અંદર આ બન્નેની લડાઈ કાયમ ચાલ્યાજ કરે છે અને મને એટલી ચિંતા થયા કરે છે કે હું તે કહી શકતો નથી. મારા આત્મામાં મને જે દુઃખ થાય છે તેની મને ખબર નથી એમ નથી. તે હું જોઉં છું, અને મારી દ્રષ્ટિ

માટે દિલગીર થાઉં છું કે જે દ્રષ્ટિ મને ઘડીકમાં આમ તેમ હેરાન કરે છે. આત્માને જે પ્રમાણે જોવું જોઈએ તે પ્રમાણે શરીર જોતું નથી અને શરીરને જે પ્રમાણે જોવું જોઇએ તે પ્રમાણે આત્મા જોતો નથી, તેથી આત્મા શરીરથી વિરૂદ્ધ ઈચ્છા કરે છે, અને શરીર આત્માથી વિરૂદ્ધ ઈચ્છા કરે છે. આજ મારી મુશ્કેલી છે. તેનો ઉપાય આપ કહો, ઈચ્છા એક કેવી રીતે થાય અને દ્રષ્ટિ એક કેવી રીતે થાય તે આપ બતાવો.

ગુરૂઃ— હું કહું છું તે ધ્યાનપૂર્વક લક્ષમાં રાખ. જમણી દ્રષ્ટિ એ નિત્ય વસ્તુ જોવાની દ્રષ્ટિ છે. અને ડાબી દ્રષ્ટિ અનિત્ય વસ્તુને જુએ છે તેથી જો તું જગતને અને અનિત્ય વસ્તુને જોયાં કરીશ અને તે મેળવવાનીજ ઈચ્છા કર્યા કરીશ તો

તને એકતા મળી શકશે નહિ. માટે યાદ રાખ અને સાવચેત રહે. જે વસ્તુમાં તું નથી તેમાં તારા મનને જવા દે નહિ તારો પાછલો સ્વભાવ જો નહિ, વિચાર છોડ, અને આગળ ભગવાન બેઠા છે તેને જો.

તારી ડાબી દ્રષ્ટિના સંકલ્પ વિકલ્પ તારા સ્વાર્થમાં તને ઘસડે નહિ તેની સંભાળ રાખ. તારી જમણી દ્રષ્ટિ ડાબી દ્રષ્ટિને તાબે કરે અને જગતનાં ક્ષણિક સૌંદર્યમાં જવા ન દે તેની સંભાળ રાખ, ડાબી દ્રષ્ટિને જડમુળથી ઉખેડી નાખ, અને જગતના મોહમાં જતી અટકાવ. તે છતાં આમ કરવું ખાસ જરૂરનું નથી. કારણ કે જો નિયમથી રહેવાય તો બન્ને દ્રષ્ટિ ઉપયોગી થઈ શકે છે. ભગવાનનું તેજ અને જગતનું તેજ આત્મમાં સાથે

રહી શકે છે અને પરસ્પર ઉપયોગી થઈ શકે છે પણ જ્યાં સુધી ભગવાનની ઇચ્છામાં તું દાખલ ન થાય અને અનિત્ય દ્રષ્ટિ છોડી નિત્ય દ્રષ્ટિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તારી દ્રષ્ટિ અને ઇચ્છાની ઐકયતા થશે નહિ. ભગવાનનું તેજ મળ્યા પછીજ જગતનું તેજ સમજવાની મહેનત કરવી જોઇએ.

**શિષ્યઃ—** તેથી જો હું ભગવાનની ઇચ્છામાં દાખલ થાઉં અને તેમાં રહું તો મને કોઈ વિઘ્ન નડે નહિ. ભગવાનનું તેજ મારા આત્મામાં દેખાય, અને ભગવાનની નિત્ય દ્રષ્ટિથી મારૂં નિત્ય જીવન જોઇ શકું અને તેજ વખતે જગતના તેજનો આનંદ પણ ભોગવી શકું. જગતમાં આસક્ત થયા વગર જગતનું સૌંદર્ય ભોગવી શકું અને નિત્ય દ્રષ્ટિથી નિત્ય વસ્તુ ભોગવી શકું અને અનિત્ય

દ્રષ્ટિથી અનિત્ય વસ્તુ ભોગવી શકું. બન્નેમાં ભગવાનનું સૌંદર્ય નિહાળી મારા શરીરનું જીવન ચલાવી શકું.

ગુરુઃ— તે સાચું છે. હવે તું બરાબર સમજ્યો. હવે તારે ભગવાનની ઈચ્છામાં દાખલ થવાની અને તેનાં તેજ અને જીવનમાં રહેવાની ઈચ્છા કરવી, તેથીજ તેનાં તેમજ નિત્ય અને અનિત્ય વસ્તુઓ જોઈ શકીશ. બહાર રચેલ ભગવાનનું સૌંદર્ય તારા અંદરના જીવનમાં દાખલ કરી શકીશ અને ભગવાનની કૃપાથી હંમેશાં આનંદમાં રહીશ, તારી વાસનાની દીવાલ ભાંગી જશે. ભગવાનની કૃપાથી તારા આત્માને નવી દ્રષ્ટિ પ્રાપ્ત થશે અને તેનાથી તારૂં જીવન ચાલશે. હમણાંથીજ તેમ થવા દે કારણ ભગવાનની તેવી ઈચ્છા છે.

**શિષ્યઃ—** પણ હમેશા નિત્ય વસ્તુઓ તરફ દ્રષ્ટિ રાખવી મુશ્કેલ છે અને તેથી ભગવાનની નવી દ્રષ્ટિ મળવી પણ મુશ્કેલ છે. બધી કલ્પના અને ઈચ્છા છોડી આ મજબુત દિવાલ ભાંગવી અને ભગવાનની ઈચ્છાને શરણ રહેવું એ મનુષ્યના સ્વભાવ માટે ઘણુંજ મુશ્કેલ અને ભયંકર છે તેથી જે નિત્ય દ્રષ્ટિની મને ઈચ્છા છે તે મેળવવા મારે શું કરવું ?

**ગુરૂઃ—** મારા પુત્ર! જે દ્રષ્ટિ ભગવાન તરફ વળી છે અને જે તેનું નિત્ય તેજ જુએ છે તે છોડી જગતની અનિત્ય દ્રષ્ટિ લેવી નહિ, પણ નિત્ય દ્રષ્ટિની મદદથી બહારનાં જગતમાં અવિર્ભુત થએલ સૌંદર્ય જો. જ્યાં સુધી તું જગતમાં છે અને તને પ્રમાણિક કામ મળેલું છે ત્યાં સુધી ભગવાનની આજ્ઞા પ્રમાણે

અને તારી શક્તિ પ્રમાણે ખેદ પામ્યા વગર કામ કરવું જોઈએ. જગત ગમે તેવું હોય, તો પણ તે ભગવાનનું રચેલું છે. તેનું સૌંદર્ય ગમે તેવું હોય તો પણ તે ભગવાનનું બનાવેલું છે.

જગત અને તેનું સૌંદર્ય ભગવાનની આશ્ચર્યકારક શક્તિ પ્રગટ કરે છે કે જેથી ભગવાનનો મહિમા પ્રગટ થાય, બધા લોકો તેનીજ સેવા કરે છે અને તને તારો ઉપયોગ કરતાં આવડે, તારી અંદર તારૂં પોતાનું સમર્પણ કરી શકે, અને ભગવાનનાં મહાન તેજમાં તારો આત્માં મૂકી શકે તો આ બહાર દેખાતી ચીજોનું અસલ રૂપ તને સ્પષ્ટ રીતે દેખાશે. તેથી તું મધ્યબિંદુ (Centre) માં રહે અને ભગવાન કે જે તારા આત્મામાં રહેલ છે; તેનાથી દૂર જા નહિ, આખું જગત અને તેમાં રહેલ આસુરી

પ્રકૃતિ ગમે તેટલો અવાજ કરે અને તને બહાર ઘસડી જાય તો પણ તે તરફ ધ્યાન આપ નહિ. તે તને નુકશાન કરી શકશે નહિ. તારી બુદ્ધિથી તારે તારો પૈસો કમાવવો અને તારાં શરીરનાં પોષણ માટે તારા હાથથી મહેનત કરવી, પણ તારી દ્રષ્ટિ અને તારી ઈચ્છા તારા દ્રવ્યમાં આસક્ત થવી ન જોઇએ કારણ કે તે લોભ છે. તારા આત્મામાં રહેલાં ભગવાનની દ્રષ્ટિ આગળ શરણભાવેરહેવું અને ત્યાંથી ડગવું નહિ. આ ઉપદેશ બરાબર ધ્યાનમાં રાખ.

હાથ અને મન કામમાં રહેવા દે, પણ તારૂં હૃદય તો ભગવાનમાંજ રાખ. ભગવાન આત્મા ,છે. આત્મામાં રહે, આત્મામાં કામ કર, આત્મામાં પ્રાર્થના કર, આત્મામાંજ બધું કર્યા કર, કારણ

તું પણ **આ**ત્માજ છે અને તેથી તું **ભ**ગવાનની મૂર્તિ રૂપજ છો. તેથી કોઈ વાસના તારી અંદર આવે નહિ તેમ કર અને વાસનાથી તને છૂટો કર.

આવી રીતે મૂળમાં સ્થિર થવાથી તારો **આ**ત્મા **ભ**ગવાન પાસે સાદો અને શુદ્ધ થશે. તારા **આ**ત્માને **આ**ત્મા સિવાય બીજી કોઈ પણ ચીજનું આકર્ષણ થવું ન જોઈએ, છતાં વાસના તને ખેંચશે. જગત જેને ચાહે છે તેવા દ્રષ્ય પદાર્થમાં તારૂં મન જશે. તે સ્વભાવને તાબે થવું નહિ. તેમ **આ**ત્માની ઈચ્છા વિરૂદ્ધ લોહી અને માંસની ઇચ્છાઓને વશ થવું નહિ, કારણ તેમ કરીશ તો **ભ**ગવાનનું તેજ અદ્રષ્ય થશે, તારો **આ**ત્મા લોભમાં ચોંટશે, તારામાં અભિમાન અને ક્રોધ

ઉત્પન્ન થશે, તારી ઈચ્છા જડ પદાર્થોમાં બંધાશે અને તું જડ પદાર્થોમાં આંધળો થઇ ડૂબીશ. મોક્ષ સુધી પહોંચી શકીશ નહિ. અને ભગવાન પાસે ઉભો રહી શકીશ નહિ.

કારણ કે તે અસૂરનો દરવાજો છે. આસુરી સ્વભાવ કદાચ આથી તારા ઉપર વધારે ગુસ્સો થશે તેનું કારણ તેને આત્માની શાંતિ ગમતી નથી. જગતની બધી પ્રવૃત્તિ છોડી નિવૃત્તિની શાંતિ જીવને મળે તે અસુરને પસંદ નથી. પણ તેને આવકાર આપ નહિ, તેમજ તે કહે તે બીલકુલ કર નહિ. તે કહે તેમ કરવાથી અંધારૂં વધશે, તેથી વાસના વધશે, તેથી પ્રભુનાં સૌંદર્ય વચ્ચે પડછાયો આવશે અને તારી દ્રષ્ટિથી તેનું પ્રેમમય મુખનું

તેજ તું જોઈ શકીશ નહિ. વિઘ્ન કરવું તે અસુરનો સ્વભાવ છે. પણ તારી મરજી વગર અસુર કંઈ પણ કરી શકશે નહિ. તેથી તારે તારા **આ**ત્મામાં **ભ**ગવાનનું તેજ જોવું હોય, તેના પ્રકાશનો અનુભવ કરવો હોય, તો તારે માટે આ ટુંકો રસ્તો છે.

તારા **આ**ત્માની દ્રષ્ટિ જડ પદાર્થમાં જવા દે નહિ સ્વર્ગની અથવા પૃથ્વીની કોઈ પણ વસ્તુ તેમાં ભર નહિ, પણ **દ્રઢ શ્રદ્ધાથી તેના તેજમાં દાખલ થા. અને પવિત્ર પ્રેમથી પ્રભુનું તેજ મેળવ** અને તેની શકિત તારામાં આવે એટલા માટે તેના જેવું શરીર ધારણ કર અને તારૂં બધું જીવન **પ્ર**ભુમય થઈ જાય તેમ કર.

**શિષ્ય:—** આ બહુજ અઘરૂં છે. હું સમજી શકું છું કે મારો આત્મા વાસનાથી તદ્દન

છૂટવો જોઈએ અને તદ્દન ખાલી થવો જોઇએ કે જેથી તેમાં ભગવાનની શકિત દાખલ થાય. વળી હું એમ પણ સમજું છું કે જ્યાં સુધી બધી ઇચ્છા અને બધી આશા દ્રઢ શ્રદ્ધાથી છોડી ભગવાનનું શરણ લેવાય નહિ ત્યાં સુધી ભગવાનની શકિત મળે નહિ. હું એમ પણ સમજું છું કે પવિત્ર પ્રેમથી મારૂં ચારિત્ર સુધારવું જોઇએ ભગવાનના શબ્દ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ અને ભગવાનના ઐશ્વર્યમાં દાખલ થવું જોઈએ પણ અરે, બધી ઇચ્છા છોડવી, કોઇમાં આસકિત ન રાખવી અને કોઈ કલ્પના પણ ન કરવી તે કેટલું બધું મુશ્કેલ છે.

**ગુરૂ:—** એમ માન કે તે મુશ્કેલ છે તો પણ તારૂં જીવન સફળ કરવા માટે તારે તેમ કરવું યોગ્ય નથી ?

શિષ્ય:— જરૂર મારે તેમ કરવુંજ જોઇએ.

ગુરૂ:— પણ જેટલું તને મુશ્કેલ લાગે છે તેટલું તે મુશ્કેલ નથી. પ્રયત્ન કર અને ઉત્સાહ રાખ. તારે માત્ર શાંત રહેવાનું છે અને તારા આત્માની મુક્તિ કરવાની છે. આથી બીજું તારે શું જોઇએ ? શી મુશ્કેલી છે ? તારે કોઈ જાતની ચિંતા કરવાની નથી. આ જીવનમાં કાંઇ ઈચ્છા કરવાની નથી, કાંઈ કલ્પના કરવાની નથી. કયાંય આસક્તિ રાખવાની નથી. જે ભગવાન તારી સંભાળ રાખે છે તેના ઉપર તારી સંભાળ છોડ, તારે ઇચ્છાજ ન હોય તેમ સમજી ભગવાનની ઇચ્છા અને ભગવાનની મરજી પ્રમાણેજ તારૂં જીવન ચાલવા દે. શું સારૂં છે તે તેને ખબર છે, તેના ઉપર પૂર્ણ વિશ્વાસ

રાખ. તું તારે માટે તારી ઇચ્છાથી જે કરીશ તે કરતાં ભગવાન તારે માટે વધારે સારૂં કરશે.

**શિષ્યઃ—** આ ઉપદેશમાં મને પૂરતી શ્રદ્ધા છે.

**ગુરૂઃ—** જો શ્રદ્ધા છે તો અહીંથી જા અને મેં કહ્યું તેવું વર્તન રાખ. તને કહ્યું તેમ બધું ઇચ્છામાં છે. જે ચીજની તું ઇચ્છા કરીશ તેમાં તું દાખલ થઈ જઈશ. તે વસ્તુ તારી ઇચ્છા વધારશે, વાદળાં ઉત્પન્ન કરશે, તેજ બંધ કરી અંધકાર ફેલાવશે માટે ઈચ્છા અને વાસના કોઈ વસ્તુમાં ન જાય તેમ કર. જ્યારે ઈચ્છામાં કોઈ કલ્પના આવશે નહિ, અથવા તે કોઈ વસ્તુમાં આસક્ત નહિ થાય ત્યારેજ ભગવાનની ઇચ્છા સમજી શકાશે, તેનાં તેજમાં રહી શકાશે, અને તેની કૃપાથી કામ કરી શકાશે.

શિષ્ય:— હવે હું સમજ્યો. કોઈ પણ મનુષ્યનાં અજ્ઞાનનું મુખ્ય કારણ તેની ઈચ્છામાં રહેલી કોઈ વસ્તુની આસક્તિ છે. સારૂ અને ખરાબ તેનાથીજ બને છે. પોતાનાજ હાથ અને મગજના કામ ઉપર પોતાનું હૃદય અને પ્રેમ ચોંટાડવાથી અજ્ઞાન ઉપજે છે. જ્યારે શરીર નાશ પામે છે ત્યારે આત્માને જે વસ્તુમાં આસકિત હોય છે તેમાં તે દાખલ થાય છે અને જો તે વખતે તેમાં ભગવાનનું તેજ ન હોય અને જગતનું તેજ હોય તો તેને અંધારી જેલમાં ગયા વગર છૂટકો નથી.

ગુરૂ:— આ જ્ઞાન બહુજ કિંમતી છે. તારી આવી સમજણથી હું બહુ ખુશી થયો છું. બધાં શાસ્ત્રનો સાર તેમાંજ છે. જગતની શરૂઆતથી જે કાંઈ આજ

સુધીમાં લખાયું છે તેનો સાર તેમાં છે. એટલે કે જેની ઇચ્છા કોઈ પણ વસ્તુમાં જતી નથી તેને ભગવાન મળે છે, એટલે કે તેને બધી વસ્તુઓ મળે છે કારણ કે તેનાથીજ બધી વસ્તુઓ ઉત્પન્ન થઈ છે, તેનામાંજ બધી રહે છે અને તેનામાંજ બધીનો લય થાય છે.

આ સાધનાથી તું ભગવાનના શબ્દ સાંભળી શકીશ અને તેનું દર્શન કરી શકીશ અને આ શરીર છોડયા પછી નિત્ય નવી મળેલી દ્રષ્ટિથી ભગવાનનું સૌંદર્ય અને જગતનું સૌંદર્ય જોઈ શકીશ અને વળી તારાં પોતાનાં કર્મ, ભગવાને તારે માટે નક્કી કરેલું કામ અને તારા પાડોશીઓનું કામ અગર બીજું જે કંઈ જાણવાનું હોય તે બધું જોઇ શકીશ. તેથી વગર વિલંબે આ દ્વારમા પ્રવેશ કર અને ત્યાં જો બીજા મહાત્માઓની પેઠે

આત્મદૃષ્ટિ રાખીશ તો તને ઉત્તમ લોકની દૃષ્ટિ મળશે. ભગવાન કેવા છે, તેનું સ્વરૂપ કેવું છે, તે શું કરી શકે છે, તે બધું જાણી શકીશ અને વળી સ્વર્ગ, નર્ક, પૃથ્વી અને બધા તત્ત્વોનું તત્ત્વ જાણી શકીશ. ભગવાન જેને મળે છે તેની બધી ઇચ્છાઓ પૂરી થાય છે. અહીંઆં ભગવાનના ગુણ, સર્વવ્યાપકતા, તેની શક્તિ અને પરમતત્ત્વની સમજણ પડે છે અને તે અનુભવમાં આવે છે.

અહીંઆં ઉંચાઇ છે, ઉંડાઇ છે, પહોળાઈ છે, લંબાઈ છે, જેટલું તારા આત્માની શકિત ગ્રહણ કરી શકે તેટલું બધું છે. તું એવા પ્રદેશમાં જઇશ કે જ્યાંથી આ બધું ઉત્પન્ન થયું છે, અને જેમાં આ બધાં રહે છે અને ભગવાનના કુંવર પેઠે તેનાં બધાં કાર્યો ઉપર તારૂં રાજ્ય ચાલશે.

શિષ્ય:— વ્હાલા ગુરૂ ! મને કૃપા કરી કહો કે આ દેશ મનુષ્યની અંદર કયાં રહે છે ?

ગુરૂ:— જ્યાં મનુષ્ય રહેતો નથી ત્યાં મનુષ્યની અંદર તેની જગા છે.

શિષ્ય:— મનુષ્યોની અંદર એવી કઈ જગા છે કે જેમાં મનુષ્ય રહેતો નથી.

ગુરૂ:— તેજ જીવની જીવરહિત દશા, કે જેથી જીવ કોઇ વસ્તુમાં આસકત થતો નથી.

શિષ્ય:— જીવમાં તેવી કઈ સ્થિતિ છે કે જેથી તે કોઈમાં આસકત થતો નથી, કોઈમાં રહેતો ન હોય એવી કઈ દશા છે ?

ગુરૂ:— જગતનાં દુ:ખ ખમ્યા પછી ઉત્પન્ન થએલ પ્રવૃતિ અને નિવૃતિનાં સાર રૂપ ભગવાનમાં આત્માની શ્રદ્ધા અને તેનું શરણ. આ ભાવથી આસક્તિ થતી નથી. આ ભાવ જગતથી દબાતો નથી, અસુરને શરણ થતો નથી.

જગતમાં કોઈ પણ વસ્તુ તેમાં દાખલ થઈ શકતી નથી. ઘણા આસુરી સ્વભાવની લડાઈથી પણ તેનો પરાભવ થઈ શકતો નથી કારણ કે તેની પોતાની ઇચ્છા જગતે દૈવીકોટીના મહાત્માઓને જે દુઃખ આપ્યું હતું તે સમજી તેમાં મરી ગઇ હોય છે. પણ તેઓના આનંદરૂપ દેહમાં તેની ઇચ્છા ચેતનમય થઈ રહે છે. અહીંઆં કોઇ પણ માણસ રહેતો નથી, કોઈ જીવ પણ રહી શકતો નથી.

શિષ્યઃ—હે પ્રભુ! બધી ઇચ્છાથી રહીત આત્માની આ દશા ક્યાં છે? જ્યાં ભગવાન રહે છે અને માણસ રહી શકતો નથી તે ગુપ્ત દેશમાં હું શી રીતે જઈ શકું? મને ચોકખું કહો કે એ દેશ ક્યાં છે, મને કેમ મળે અને હું ત્યાં કેવી રીતે દાખલ થઈ શકું?

ગુરુઃ— જ્યાં જીવની ઇચ્છા મરેલી હોય છે અને પોતે કોઈ પણ વસ્તુની ઈચ્છા કરતો નથી પણ જેમ **ભ**ગવાનની ઈચ્છા હોય તેમ રહે છે અને તે જે કામ કરવાનું સોંપે તે કર્યા કરે છે ત્યાં આવી દશા જીવની થાય છે ત્યારે આ ભાવ ઉત્પન્ન થાય છે. જ્યાં પોતાના ઉપર **પ્રે**મ દૂર થાય છે ત્યાં **ભ**ગવાન ઉપર **પ્રે**મ રહે છે. જેટલી જગ્યામાં પોતાની ઈચ્છા મરી ગઈ હોય છે તેટલી જગ્યામાં પ્રભુની ઇચ્છા આવી રહે છે. તે તેનો **પ્રે**મ છે. જીવના ઉપર તેનો **અ**નુગ્રહ છે. તેનું કારણ નીચે પ્રમાણે છેઃ–

જ્યાં પહેલાં તેની ઇચ્છા રહેતી ત્યાં હવે કાંઇ નથી, અને જ્યાં હવે કાંઇ નથી ત્યાં કેવળ **ભગવાનનો પ્રેમ** કામ કરે છે.

**શિષ્ય:—** પણ આ મને કેવી રીતે સમજાય.

**ગુરુ:—** જો તું સમજવાની મહેનત કરીશ તો તે તારી પાસેથી નાશી જશે; પણ જો તું તારાપણું મૂકીને ભગવાનને શરણે રહીશ તો તે પ્રેમ તારી સાથેજ રહેશે. તારા જીવનું જીવન થશે અને તારો સ્વભાવ બની જશે.

**શિષ્ય:—** પણ મર્યા વિના અથવા મારી ઇચ્છાનો સમૂળો નાશ કર્યા વિના આ શી રીતે બની શકે ?

**ગુરુ:—** આવી રીતે તારાપણું મૂકવાથી અને તારી ઇચ્છા મૂકવાથી ભગવાનનો પ્રેમ તારૂં જીવન થશે. તે પ્રેમ તને મારશે નહિ પણ તને નવું ચેતન આપશે; તેથી ભગવાનનું પોતાનું જીવન પણ તને મળશે. ત્યાર પછી તું તારી ઇચ્છાથી જીવીશ નહિ, પણ ભગવાનની

ઇચ્છાથી જીવીશ કારણ કે તારી ઇચ્છા **ભ**ગવાનની ઇચ્છા સાથે એક થઈ જશે. તારો પોતાનો **પ્રેમ** અને **ભ**ગવાનનો **પ્રેમ** એક થઈ જશે. તે તારી અંદર કામ કરશે અને તેનાં જ્ઞાનથી તારામાંથી તારાપણું મરી જશે ને **ભ**ગવદ્‌ભાવ પ્રગટ થશે. તેથી તું મરીને જીવીશ. એટલે કે **ભ**ગવાન પોતાના ભાવથી તારી અંદર રહેશે. તેનો **પ્રેમ** તારાં જડ શરીરમાં જીવન આપશે. તું તારી બુદ્ધિથી તે મેળવી શકીશ નહિ. **ભ**ગવાન તને તે ભાવનું દાન કરશે અને **ભગવાન તને ભજશે** તેથી તને કિંમતીમાં કિંમતી વસ્તુ મળશે.

**શિષ્ય:**— કોઈક જ જીવને આ ભાવ મળે છે તેનું કારણ શું? બધાને તે મળે તો બધાં કેવાં સુખી થાય?

ગુરૂઃ— ઘણાં તે શોધે છે. પણ તેઓ તેને કોઇક વસ્તુમાં શોધે છે. તેથી તેઓને તે ભાવ મળતો નથી.

જ્યાં સુધી જીવને કોઈ વસ્તુમાં આસક્તિ હોય ત્યાં સુધી જીવને તે વસ્તુજ મળે. જ્યારે તેની આસક્તિ કોઈ ચીજમાં લાગે નહિ, જે વસ્તુમાં લાગી હોય તેમાંથી પણ નીકળી જાય અને પોતે પોતાને કહે કે "મારી પાસે કાંઈ સાધન નથી, હું સાધન રહિત છું, હું કાંઈ કરી શકું એમ નથી, મારી કાંઈ શક્તિ નથી, બગડેલા પાણીની માફક હું નકામો છું અને દીન છું, ભગવાનની કૃપાથીજ જીવું છું, તેનો મહિમા ગાઉં છું અને ઇચ્છા રહિત થયો છું, કે જેથી ભગવાન પોતે મારી અંદર ઇચ્છા કરે અને પોતેજ મારા ભગવાન અને મારી બધી વસ્તુ બને,"

ત્યારેજ પ્રભુતા મળે છે આ કારણથી બહુજ થોડા લોકોને આ કિંમતી અને અમૂલ્ય વસ્તુ મળે છે.

દરેક તે મેળવવાની ઇચ્છા તો કરે છે, પણ તેની કોઈ ચીજમાં આસકિત એજ તેનું વિઘ્ન છે.

**શિષ્યઃ**— જો ભગવાનનો પ્રેમ જીવમાં દાખલ થઈ જાય તો તે આત્માને મળે કેમ નહિ? બધી વસ્તુઓ છોડવાની શી જરૂર છે?

**ગુરૂઃ**— નહિ, મનુષ્યને તે ભાવ મળતો નથી. તેનું કારણ જ્યાં તે છે ત્યાં મનુષ્યો તે શોધતાજ નથી. પણ જ્યાં તે નથી ત્યાંજ તેને શોધે છે, તેઓ તેને પોતાની ઇચ્છામાં શોધે છે તેથી તેઓને તે મળતો નથી.

કોઈ મૂર્તિમાં, કોઈના મતમાં, કોઈની કૃપામાં લોકો પ્રેમને શોધે છે, પણ તેથી તેઓને સત્ય વસ્તુ મળતી નથી

પણ પડછાયો મળે છે. કોઈ કલ્પનામાં, કોઈ ઈંદ્રિયોના સુખમાં, કોઈ વસ્તુઓના રસમાં **પ્રેમ**ને શોધે છે. પણ ગુણાતિત જીવન કે જ્યાં તે રહે છે ત્યાં શોધતા નથી. તેથીજ તે તેને મળતો નથી. હવે જો તે **પ્રેમ** કૃપા કરી આવા માણસોના દીલમાં ઉતરે અને તેઓના આત્માની દ્રષ્ટિ આગળ આવીને ઊભો રહે તોપણ **પ્રેમ**ને તેઓની અંદર રહેવાને જગા મળતી નથી. તેઓ તેને રાખી શકશે નહિ અને તેથીજ તે તેની સાથે રહી શકશે નહિ.

**શિષ્યઃ—** કેમ નહિ ? જો **પ્રેમ** પોતેજ પોતાની ઇચ્છાથી તેમનામાં રહેવા આવે તો કેમ ન રહી શકે ?

**ગુરૂઃ—** તેનું કારણ એ કે, જ્યાં **પ્રેમ**ને રહેવું છે ત્યાં મનુષ્યોની કલ્પના દોડયા કરે છે;

જો કે આ કલ્પના પ્રેમને માગ્યા કરે છે છતાં પ્રેમ દૂર નાશે છે. તેનું કારણ કલ્પનાનું ક્ષેત્ર તેનું કેદખાનું છે. પ્રેમ પોતે અનુગ્રહ કરે પણ જ્યાં કંઈ પણ વાસના અથવા કલ્પના છે ત્યાં તે રહી શકે નહિ. વળી જે મનુષ્યની ઇચ્છા, કોઈ વસ્તુમાં આસક્ત થતી નથી ને જેમાં કોઈ પ્રકારની આસક્તિ ટકતી નથી તેજ મનુષ્ય સત્ય પ્રેમને શોધી શકે છે તેનું કારણ પ્રેમ જ્યાં કોઇ પ્રકારની કલ્પના નથી ત્યાં રહે છે. આ કારણથી જગતના મનુષ્યોને તે મળતો નથી.

**શિષ્યઃ**— જો પ્રેમ નિર્વિકલ્પ સ્થિતિમાં રહે છે તો તે તેમાં કેવી રીતે રહે છે તે કૃપા કરી મને જણાવો.

**ગુરૂઃ**— પ્રેમનો સ્વભાવ એવો છે કે કોઈ ચીજમાં દાખલ થવું અને જે વસ્તુ

શાંત હોય તેમાં જો તે દાખલ થાય તો તે તેને કબજે કરી લે છે અને કબજો લીધા પછી પોતાના સ્વભાવનો આનંદ ત્યાં પ્રગટ કરે છે.

જેમ સૂર્ય વિશ્વને પ્રકાશ આપે છે તેમ પ્રેમ ભકતના હૃદયને પ્રકાશ આપે છે અને ત્યાં વગર હરકતે અગ્નિ ઉત્પન્ન કરે છે, કે જે અગ્નિ હૃદયના દોષને બાળી નાંખી તેના તણખા સાત ગણા વધી બાકીના દોષોને પણ બાળી નાખે છે.

શિષ્યઃ— પૂજ્ય ગુરૂ! આ મને કેમ સમજાય?

ગુરૂઃ— એક વખત તારી અંદર પ્રેમનો અગ્નિ ઉત્પન્ન થવા દે. ત્યારે તને લાગશે કે જે દોષને તે અડકશે તે બળી જશે. તે તારાપણું બાળશે, અહંકાર જલદીથી ખાઇ જશે, આ હું, આ મારૂં, આ

જીત્ર વગેરે ભાવોનો તે નાશ કરશે અને જ્યારે નવો ભાવ સળગશે ત્યારે તેના તાપમાં પ્રેમથી એટલું સુખ મળશે કે જેની પાસે આખા વિશ્વનું સુખ કંઈ વિસાતમાં નથી. આ પ્રેમ પાસે તને મરવું ગમશે, પણ જગતના કોઈ પણ ભાનમાં જવું તને ગમશે નહિ. માટે આ અગ્નિ વધારે ને વધારે બળે અને સાત ઘણો તપે તેમ થવા દે. તેનો તાપ એટલો વધશે કે તે તને તારી જીંદગી જશે તો પણ છોડશે નહિ, પણ મરણ પછી પણ તને સુખ આપવા તારી સાથેજ રહેશે અને જો કદાપિ તું નર્કમાં જઈશ તો ત્યાં પણ તે તારી સાથે આવીને નર્કના કટકા કરી નાખશે. આ વાત સત્ય છે માટે શ્રદ્ધા રાખ. મૃત્યુ અને નર્ક આ સત્યથી બીહે છે.

શિષ્યઃ— બહુ થયું, પૂજ્ય ગુરૂ, હવે આ સત્યથી મને કોઇ દૂર કરે તે મારાથી સહન થાય તેમ નથી, પણ કૃપા કરી તે મેળવવાનો નજીકમાં નજીક રસ્તો જે હોય તે મને જણાવો.

ગુરૂઃ— જે રસ્તો અઘરો હોય ત્યાં જા. જગત જે છોડે છે તે લઈ લે. જગત જેમ વર્તે છે તેમ વર્તીશ નહિ. બધી બાબતમાં જગતથી વિરૂદ્ધ ચાલ. જે પ્રેમ તને જોઇએ છે તે મેળવવાનો આજ ટુંકો રસ્તો છે.

શિષ્યઃ— જો હું બધી બાબતમાં લોકોથી વિરૂદ્ધ ચાલું તો મને અશાંતિ અને દીલગીરી રહ્યા કરે અને જગત મને ગાંડો કહ્યા વગર રહે નહિ.

ગુરૂઃ— તારે કોઇને નુકસાન કરવું કે જેથી તારા ઉપર દુઃખ અને અશાંતિ આવે તેમ કરવા હું કહેતો નથી. જગતથી

બધી બાબતમાં વિરૂદ્ધ ચાલવું તેનો અર્થ એમ થતો નથી.

પણ જગતનો સ્વભાવજ એવો છે કે તેને દંભ અને અભિમાન ગમે છે અને તે ખોટા અને પાપી રસ્તે ચાલે છે. તેથી જો તારે જગતથી તદ્દન વિરૂદ્ધ વર્તન રાખવું હોય તો સત્ય રસ્તે ચાલ. તે તેજનો રસ્તો છે. જગતનો રસ્તો અંધકારનો રસ્તો છે.

પણ તેથી ઉત્પન્ન થતાં જે દુઃખ અને અશાંતિથી તું ડરે છે તે તો નક્કી આવશેજ. જગતની અંદર દુઃખ આવવાનું અને તારૂં શરીર અશાંત થવાનુંજ. તને વારંવાર પરિતાપ થવાનોજ. છતાં જગતથી અને શરીરથી ઉત્પન્ન થતાં **આ**ત્માના પરિતાપમાં **પ્રે**મનો અગ્નિ વધારે સળગે છે અને તેની વિજયમાળા વધારે અને વધારે

પ્રગટી, વધારે શક્તિ ઉત્પન્ન કરી દોષોને દૂર કરે છે.

વળી તું કહે છે કે જગત આવાં કાર્યથી તને ગાંડો ગણશે તે ખરૂં છે. જગતથી વિરૂદ્ધ ચાલનારની નિંદા થાય છે. જગતનાં બાળકો તને મૂર્ખ કહેશે, તારી સામે થશે, પણ તેમાં તારે આશ્ચર્ય પામવાનું નથી. કારણ ભગવાનના પ્રેમનો રસ્તો તે જગતને મન મૂર્ખનો રસ્તો છે; પણ ભગવાનના બાળકની દ્રષ્ટિએ તો તે ડહાપણનોજ રસ્તો છે. તેથી જ્યારે જ્યારે જગત પ્રભુનાં બાળકમાં આવો પવિત્ર પ્રેમ અગ્નિ દેખે છે ત્યારે તેઓ એમ સમજે છે કે આ લોકો મૂર્ખ બન્યા છે અને પોતાનું જીવન ખોઈ બેઠા છે. પણ ભગવાનના બાળકની દ્રષ્ટિએ તો જગતની નિંદાનો રસ્તો તે મોટામાં મોટી મિલ્કત

છે. એટલી બધી મોટી કે જે કોઇ જીવનથી માપી શકાતી નથી. ભગવાનનો આવો સર્વવ્યાપી અને બધાને જીતી લે એવો દિવ્યપ્રેમ કેવો છે તેનું વર્ણન કોઇ વાણીથી થઈ શકે એમ નથીજ. તે પ્રેમ સૂર્યથી વધારે તેજસ્વી છે, બધી મધુર વસ્તુઓથી વધારે મધુર છે. બધાં બળ કરતાં વધારે બળવાન છે. અન્ન કરતાં પણ વિશેષ પોષણ આપે છે ને હૃદયને આનંદદાયક છે. આખાં વિશ્વનાં બધાં સુખ અને શાંતિ કરતાં વધારે સુખકારક છે. જે તેને મેળવે છે તે જગતના રાજા કરતાં વધારે ધનવાન છે અને તે સમ્રાટ કરતાં પણ મોટી પદવી ભોગવે છે. બધી સત્તા અને શક્તિ કરતાં પ્રેમ વધારે શક્તિવાન છે. સર્વત્ર, સર્વદા સત્‌ચિત્‌ આનંદરૂપ છે.

ૐ શાંતિ શાંતિ શાંતિ.

# જેકબ બ્હોમીનું જીવન.

મહાત્મા **જેકબ બ્હોમીનો** જન્મ ઈ. સ. ૧૫૭૫ માં થયો હતો. તેમનો જન્મ જર્મનીના સિડનબર્ગ નામના ગામમાં થયો હતો. તેનું કુટુંબ આબરૂદાર હતું, પણ તેની પહેલી નોકરી ગોવાળ તરીકે હતી. તેણે સિડનબર્ગમાં કેળવણી લીધી હતી.

**બ્હોમીને બે વખત આત્માનું** સ્પષ્ટ તેજ મળ્યું હતું. એક વખત ઈ. સ. ૧૬૦૦ માં ૨૫ વર્ષની ઉમરે કે જ્યારે એક દિવસ તેની આંખો તેની ઓરડીમાં પડેલા કાચના ખડીયા ઉપર પડી અને તેમાં સૂર્યનાં ઘણાં આશ્ચર્યકારક તેજનો ચળકાટ જોયો. ત્યારે તેને સમાધી આવી ગઈ અને તેને લાગ્યું કે, હવે હું બધી ચીજોનું મૂળ અને તેમનો સ્વભાવ જોઇ શકું છું.

આ ભાવ પહેલાં તેને કલ્પિત લાગ્યો અને મનમાંથી તે કાઢવાને માટે બહારનું લીલું

ઉગેલું ઘાસ જોવા ગયા. ત્યાં પણ તેને બધી વસ્તુઓની અંદરની ક્રિયા દેખાઈ. વનસ્પતિ, ઘાસ અને જગત પણ પોતે જે ભાવ અનુભવ્યો હતો તેની સાથે એક થઇ ગયાં.

આ વાત તેણે કોઇને કહી નહિ. પણ શાંતિથી એકાંતમાં ભગવાનનો ઉપકાર માન્યો. તેણે પોતાનો ધંધો પ્રમાણિકપણે ચલાવ્યો. ઘરનાં કામકાજમાં પૂરતું ધ્યાન આપતા, અને બધાં માણસોની સાથે ભલમનસાઈથી વર્તતા.

પેલા તેજની અસરથી તેમને જગતની ક્રિયાનું મૂળ જાણવા શક્તિ મળી. અને તે શક્તિથી મળેલ આત્મદ્રષ્ટિથી બધી વસ્તુઓની અંદર ચાલતી ક્રિયા જોઈ શકતા. આ શક્તિ તેમની સ્વભાવિક દશામાં પણ તેમની સાથે રહેતી હતી.

આત્મદ્રષ્ટિથી જે તેણે જોયું તે તેણે પુસ્તકમાં પાછળથી લખ્યું હતું. આ પુસ્તક તેનાં

લખાણનો એક ઉપયોગી ભાગ છે. નવી દ્રષ્ટિથી મળેલ તેના અનુભવમાં તેને ઘણો આનંદ મળતો; છતાં તે ઘેર પાછા આવતા અને કુટુંબની સંભાળ લેતા અને ઘણી શાંતિ અને મૌન્યવૃત્તિથી એકાંત જીવન ગાળતા. પોતાને જે આશ્ચર્યકારક અનુભવ થયા હતા તે દસ વર્ષ સુધી તેણે કોઇને કહ્યા નહિ. દસ વર્ષ પછી જ્યારે ફરીથી પોતે એવા તેજમાં વીંટાઈ ગયા ત્યારે પોતાની યાદગીરી માટે તેમાંથી "અરોરા" એટલે "ઉષા" એ નામનું પુસ્તક લખ્યું. ઇ. સ. ૧૬૦૦ ની સાલમાં જે પહેલું તેજ મળ્યું હતું, તે પૂરૂં ન હતું, તે વખતે તેને સર્વાત્મભાવ થયો નહતો. સવારનાં સૂર્યનાં કિરણ જોયાં હતાં, પણ મધ્યાનનો સૂર્ય જોયો નહોતો. દસ વર્ષ પછી જે તેજ મળ્યું તે ઘણું ઉપયોગી હતું. પહેલાં જે જગત તેને છુટું છુટું લાગતું હતું તે પાછળથી તેને આખું ને એકરૂપ દેખાયું. જેમ તારવાળી સારંગીના દરેક તારમાં જુદું જુદું સંગીત સંભળાય છે અને બધા તાર મળી

આખી સારંગીમાં આખું સંગીત સંભળાય છે તેવું વિશ્વ તેને લાગ્યું.

જગતની અંદર રહેલ ભગવાનની ક્રિયા, શક્તિ અને વ્યવસ્થા તેના જાણવામાં આવ્યાં અને જીવનરૂપી ઝાડનાં થડમાંથી નીકળતી જુદી જુદી શાખા, ઘણી જાતનાં પાન, ફુલ અને ફળ કેમ નીકળે છે તે જોઈ શકયા અને તે પોતાને માટે લખી લેવાની જરૂર તેને લાગી. છેલ્લું જે તેજ તેને મળ્યું તે વિષે લખે છે કે "૦ા કલાકની અંદર મેં એટલું જોયું અને જાણ્યું કે જે કોઈ વિદ્યાપીઠમાં ઘણા વર્ષના અભ્યાસથી પણ હું જાણી શકત નહિ. એ માટે મેં પ્રભુનો ઉપકાર માન્યો. બધા જીવોનું જીવન મેં જોયું અને જાણ્યું. ત્રિગુણાત્મક પ્રકૃતિનાં ઉંચા અને નીચા ખેલો દીઠા. ભગવાને આપેલ બુદ્ધિથી જગતની ઉત્પતિ અને બધાં પ્રાણની ઉત્પતિ જાણી. ત્રણ લોક દીઠા, એક દૈવી, બીજો આસુરી અને તેમાંથી ઉત્પન્ન થયેલ બહારનું આવિર્ભૂત જગત.

સારી અને નરસી વસ્તુઓમાં રહેલી બધી ક્રિયા તેની ઉત્પતિ અને સ્થિતિ જોઈ અને જાણી અને કાળના ગર્ભમાંથી બધું કેમ ઉત્પન્ન થાય છે તે જાણ્યું."

તેનામાં અદ્ભુત સિદ્ધિઓ આવી હતી; તે ઘણી ભાષા બોલતા પણ તે કેવી રીતે જાણી શક્યા તે કોઈ સમજી શકતું ન હતું. કદાચ ગયા જન્મમાં શીખ્યા હશે એમ એક લેખક અનુમાન કરે છે. તેને કુદરતની ભાષા આવડતી હતી. તે વનસ્પતિ અને પશુઓને નામ લઇ બોલાવતા.

જેકબ બહોમી પોતે કહેતા કે "આ જગતમાં રહેલી કોઇ વિદ્યા અથવા તો કળા મારામાં નથી; હું તો મૂર્ખ અને સાદો માણસ છું. મને કોઇ શાસ્ત્ર શીખવાની ઇચ્છા કદી થઈ નહોતી, પણ હું જુવાનીમાંજ મારા આત્માનો મોક્ષ કરવાનોજ પ્રયત્ન કરતો અને સ્વર્ગનું રાજ્ય મને કેમ મળે તેનો વિચાર કરતો. મારી અંદર ખરાબ ઇચ્છાઓનું બહુજ જોર લાગવાથી તેની સાથે હું

બહુ યુદ્ધ કરતો અને પ્રભુની કૃપાથી તે બગડેલ સ્વભાવને દ્રઢતાથી જીતતો, નાશ કરતો, અને પ્રભુના પ્રેમમાં પૂરેપૂરો દાખલ થતો, તેથી હું નિશ્ચયપૂર્વક એમ માનતો કે શરીર રૂપે હું મરી ગયો છું કે જેથી પ્રભુ મારામાં પોતાનું રૂપ લે અને તેની શક્તિથીજ હું મારૂં જીવન ગાળી શકું. પહેલાં તેમ કરવું બની શકતું નહોતું, પણ નિયમ અને નિશ્ચયથી મારી સાથે મેં ખૂબ યુદ્ધ કર્યું. જ્યારે પ્રભુના અનુગ્રહથી હું આવું યુદ્ધ કરતો હતો ત્યારે મારા આત્મામાં આશ્ચર્યકારક તેજ દેખાયું."

"મારા ચંચળ સ્વભાવની દ્રષ્ટિએ તે તેજ તદ્દન નવું હતું. પણ તેમાં મને ભગવાન, માણસ અને તેના સંબંધ સત્ય રૂપે અનુભવમાં આવ્યા, કે જેઓનો પહેલાં અનુભવ ન હતો અને જેને માટે મેં કદી પ્રયત્ન કર્યો ન હતો."

એક લેખક લખે છે કે મહાત્મા જેકબ બહોમીનાં શરીરનો દેખાવ નબળો હતો, કદ

ઉંચા; કપાળ વિશાળ, લમણાં આગળ પડતાં આંખો ભુરી અને આકાશી રંગની; અવાજ ધીમો અને માયાળુ; સ્વભાવે નરમ; વાતચિતમાં નિરાભિમાની, વર્તનમાં દીન અને હૃદય પ્રેમી હતું.

તેમનું જીવન બુદ્ધ જેવા દૈવી મહાત્માઓ સાથે સાધુ પુરૂષો અને વિદ્વાનો મૂકે છે.

બોહામીનાં લખાણો સાધારણ લોકો સમજી શકે તેવાં નથી, જેઓને કંઇક પણ અંતર આત્માનું તેજ મળ્યું હોય તેજ તે સમજી શકે છે.

એક મહાત્મા લખે છે કે "હજી સુધી પૃથ્વી ઉપર પ્રભુનું તેજ વધારેમાં વધારે લેનાર આ આશ્ચર્યકારક માણસ હતો. હું તેના બૂટની દોરી છોડવાને પણ લાયક નથી." તેનાં કેટલાંએક વધારાનાં વચનો નીચે આપેલ છે.

૧. જો તમે તમારા પોતાના આત્મા અને જગતને બરાબર જોશો અને તેની અંદર

શું ક્રિયા ચાલે છે તે જોશો તો તમને જણાશે કે જગત તે તમેજ છો.

૨. તમારૂં શરીર એ આ મોટાં જગતમાં નાનું જગત છે. તમારી બહારની દ્રષ્ટિ અને આંખો એ સૂર્ય અને તારાઓની નકલ છે; જો આમ ન હોય તો તમે સૂર્યનાં તેજથી કંઈ જોઈ શકો નહિ.

૩. હું કે જે આજે બધું જોઉં છું તે હું નથી પણ "પ્રભુ" મારી અંદર બધું જુએ છે અને જાણે છે."

૪. એકાએક મારા આત્મમાં ઉજાસ અને આનંદ છવાઈ ગયાં. પ્રેમે મને બાથ ભીડી જેમ પતિ પત્નીને મળે છે તેમ પ્રેમ મને મળ્યો. તે સુખનો મહિમા હું કહી શકું તેમ નથી. કોઇ સાથે તુલનામાં પણ આવી શકે તેમ નથી. તેની શક્તિથી મરણ સમયે પણ જીવન દેખાય છે.

૫. તે આશ્ચર્યકારક તેજથી મારો આત્મા બધી વસ્તુમાં આરપાર જોઈ શકયો. બધાં પ્રાણુની અંદરની ચાલતી ક્રિયાઓ, વનસ્પતિ અને ઘાસની અંદરની રચના વગેરે જાણી શકયો. પ્રભુને જાણી શકયો, તે કોણુ છે? કેવા છે? તેની શી ઇચ્છા છે તેનો અનુભવ થયો અને એકદમ તે દિવ્ય તેજથી મારૂં મન પ્રભુના ગુણનું વર્ણન કરવા લાગ્યું, પણ મને પ્રભુના બધા અવતાર સમજવાની શકિત મળી નહિ. પૂરેપૂરી સમજણ આવવા માટે મને બાર વર્ષ લાગ્યાં, અને નાના ઉગતાં વૃક્ષની માફક મારી બુદ્ધિ ઉગી અને તેમાં વૃક્ષની માફક પહેલાં પાંદડાં, પછી ફૂલ આવ્યાં અને ત્યાર બાદ તેને ઠંડો પવન લાગ્યો, અને આખરે તેમાં ફળ આવ્યાં. જે રસ્તે હું પ્રભુ પાસે પહોંચ્યો તેજ રસ્તે તમે જશો તો તમારૂં કલ્યાણ થશે.

૬. આ જ્ઞાન મને મારી બુદ્ધિથી મળ્યું નથી, આ જ્ઞાન મેળવવા પણ મેં પ્રયત્ન કર્યો નહોતો, તે કેવું છે તે જાણવાની પણ મેં ઇચ્છા કરી નહોતી. મેં તો ફક્ત ભગવાનનું હૃદય શોધ્યું હતું કે જેથી હું પાપથી બચી તેમાં રહી શકું.

૭. દિવ્ય આકર્ષણ અને પ્રેમ આપણી ઈચ્છા સહન કરી શકતાં નથી કારણ કે તેનામાં આસક્તિ હોય છે, તે બહાર દોડી બીજી વસ્તુઓને ખેંચે છે પણ જે શુદ્ધ, નિત્યની ઈચ્છા છે તે વીજળીની માફક પોતાની અંદરજ પ્રવેશ કરે છે અને અંધારું દૂર કરે છે, તે પોતાની અંદર રહે છે, પોતાની અંદર રમવાનું સાધન બનાવે છે.

નિત્યની ઈચ્છા પિતારૂપ ભગવાનની ઇચ્છા છે. તેની સત્તાથી તે ઇચ્છાઓ

ઉત્પન્ન થાય છે. તે પિતાથી તેની અંદર તેનો પુત્ર—એટલે કે તેનો શબ્દ—નીકળે છે. તેની ઇચ્છાથી શું શું ઉત્પન્ન થાય છે તે આગળ જણાશે. અંધારૂં કેમ ઉત્પન્ન થાય છે, અગ્નિથી તે કેવી રીતે દૂર થાય છે તે આગળ ખબર પડશે.

એક ઇચ્છાના ચાર ભાગ કેવી રીતે થાય છે. એક છતાં અગ્નિથી ચાર રૂપે કેવી રીતે દેખાય છે તે સમજાશે. જો તમે ભગવાનને નહિ જાણો તો તમે અંધારા તબેલાની અંદર છો એમ સમજજો.

૮. ભગવાનની ગુપ્ત વાતો સંબંધી હું બાળકના જેવો હતો, પણ તેની શક્તિથીજ હું મહિમા લખી શકયો. લખવાનું કારણ મારે માટે તે અનુભવ યાદ રાખવાનું હતું; અથવા તો પ્રભુને માર્ગે ચડેલા બીજા લોકોને તે અનુભવ ઉપયોગી થાય.

૯. **જેકબ બહોમીનાં** બીજાં પુસ્તકો છે તે ઘણાં તત્ત્વજ્ઞાનનાં છે. તેનાં બીજાં પુસ્તકમાં ગુરૂ અને શિષ્યનો થોડોએક સંવાદ નીચે પ્રમાણે આપેલો છે:—

**શિષ્યઃ**— પૂજ્ય ગુરૂ! જ્યારે શરીર મરે છે ત્યારે **આત્મા** ક્યાં જાય છે?

**ગુરૂઃ**— **આત્માને** ક્યાંય જવાની જરૂર નથી. બહારનું શરીર સંબંધીનું જીવનજ આત્માથી જુદું થઇ જાય છે, પણ **આત્માની** અંદર સ્વર્ગ અને નર્ક બન્ને રહેલા છે. **ભગવાનનું** રાજ્ય આ દેખાતી બહારની દ્રષ્ટિથી મળતું નથી. કોઈ એમ ન કહી શકે કે આ રહ્યું, હું બતાવું. તેનું કારણ કે તે તમારી પોતાની અંદર છે. **સ્વર્ગ** અને **નર્ક** બન્નેમાંથી જેમાં જીવ આસકત હોય છે તેમાં તેનો **આત્મા** રહે છે.

**શિષ્યઃ**— ત્યારે માણસનું શરીર કેવું છે?

ગુરૂઃ— બહારનાં જગત જેવું. જેમ જગતના અંતર્યામીમાંથી જગત ઉત્પન્ન થયું છે તેવીજ રીતે જીવના અંતર્યામીમાંથી જીવનું શરીર ઉત્પન્ન થાય છે. પિંડે છે તેવું બ્રહ્માંડે. પ્રભુએ દ્રષ્ય જગતમાંથી માણસને બનાવ્યો છે અને તેમાં પોતાનો પ્રાણ રેડયો છે.

શિષ્યઃ—જ્યારે બધી ચીજોનો પ્રલય થશે ત્યારે આ દ્રષ્ય જગતનું શું થશે?

ગુરૂઃ— માત્ર સ્થુલ પદાર્થનોજ પ્રલય થાય છે. પંચમહાભુત, સૂર્ય, ચંદ્ર અને તારા અને અંદરનું જગત તો હંમેશાં દ્રષ્ય અને વ્યક્ત રહે છે. અંદરના જગતમાં જીવે સારૂં અગર ખરાબ કર્યું હોય તે જુદું થાય છે અને જેવાં જેવાં કર્મ તેવાં તેવાં જન્મ લેવા જીવો પાછા ઉત્પન્ન થાય છે.

---

મહાત્મા જેકબ બહોમી ૧૬૨૪ માં સમાધિસ્થ થયા હતા. તે વખતે તેણે પોતાના પુત્ર ટોબીયાને પોતાનાં બિછાનાં પાસે બોલાવ્યો અને કહ્યું "તને કંઇ મધુર સંગીત સંભળાય છે?" ત્યાર બાદ ઘરનું બારણું ઉઘાડવાનું કહ્યું, કે જેથી તે દિવ્ય અને મધુર સંગીત બરાબર સાંભળી શકાય. પછી તેણે પૂછ્યું "ઘડીયાળમાં કેટલા વાગ્યા છે?" તેના કુટુંબના માણસોએ જવાબ આપ્યો "બે" વાગ્યા છે. તેમણે કહ્યું "મારો વખત હજુ આવ્યો નથી, ત્રણ કલાક પછી મારો વખત આવશે." થોડો વખત બાદ ફરી કહ્યું કે "હે સર્વશક્તિમાન પ્રભુ મને તમારી ઈચ્છા પ્રમાણે બચાવો મારા પર કૃપા કરો મને તમારાં રાજ્યમાં લઈ જાઓ." ત્યારબાદ તેની સ્રીને બોલાવી પોતાનાં

પુસ્તક માટે અને કેટલીએક વ્યહુવારિક બાબત માટે સૂચના આપી કહ્યું કે તું પણ મારા પછી વધારે જીવીશ નહિ. તે પ્રમાણે તે વધારે વખત જીવી નહિ.

પોતાના પુત્રોની રજા લેતી વખતે તેણે કહ્યું "હું હવે સ્વર્ગમાં જઈશ" ત્યાર બાદ મોટા પુત્રને બોલાવ્યો. તેને બોલાવી પોતાનું શરીર જરા ફેરવવાનું કહ્યું. ત્યાર પછી તેણે ઉંડો શ્વાસ લીધો અને પોતાના આત્માને શરીરથી છૂટો કરી ગયા—એવી ઉંચી દશામાં કે જેઓને અનુભવ હોય તેજ તે જાણી શકે છે.

**અનુવાદક.**

નીચેના પુસ્તકો હસ્તલીખીત તૈયાર છે અને છપાવવાની સગવડ થયે પ્રસિદ્ધ કરવામાં આવશે:—

૧ સેવા કુંજ.

૨ અમૃતના ઝરણાં.

૩ માયા.

૪ હિંદની વિદ્યાકળા.

